# નિવેદન

આ સંસ્થા તરફથી યોગવાસિષ્ઠ મહારામાયણ, વેદાંત-સિદ્ધાંતમુક્તાવલી, શ્રી પંચદશી, પક્ષપાતરહિત અનુભવપ્રકાશ, યુક્તિપ્રકાશ, પંચીકરણ, ઉપદેશસાહસ્રી, વિવેકચૂડામણિ, આત્મરામાયણ, શ્રી વેદાંતમાર્ગદર્શિની વગેરે વેદાંતના નાના-મોટા ગ્રંથો પ્રસિદ્ધ થયા છે.

આવા ગ્રંથો અને અન્ય વેદાંત સંબંધી પુસ્તકો વાંચવા–સમજવા માટે જે શબ્દો વેદાંતના ખાસ અર્થમાં વપરાતા હોય છે, તે જાણવા જરૂરી છે; એ સિવાય વેદાંત-ગ્રંથો સમજવામાં ઘણી મુશ્કેલી પડે છે. એ માટે એવા કેટલાક મુખ્ય શબ્દોને સંગ્રહી 'વેદાંતશબ્દકોષ' નામે એક પુસ્તિકાની સંવત ૨૦૨૦માં એક આવૃત્તિ પ્રકટ થયેલી તે ખલાસ થતાં આ તેની નવી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. આ આવૃત્તિમાં નવા ૧૦૫ શબ્દો ઉમેરાતાં કુલ ૬૩૨ શબ્દો અપાયા છે.

વાચકોને આ આવૃત્તિ પણ કંઈક અંશે ઉપયોગી થઈ પડશે એવી આશા છે.

વલ્લભવિદ્યાનગર
તા. ૩૦-૧૧-'૭૦

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ
વતી એચ. એમ. પટેલ (પ્રમુખ)

શ્રીસદ્ગુરવે નમઃ

# વેદાંતશબ્દકોષ

**અકૃતાભ્યાગમઃ** નહિ કરેલાં કર્મનાં સુખદુઃખાદિ ફળ આપે તે દોષ; કર્મ ન કર્યા છતાં ફલની પ્રાપ્તિ.

**અક્ષરઃ** અવિનાશી, પરબ્રહ્મ.

**અખ્યાતિઃ** સાંખ્ય અને પ્રભાકરના મત પ્રમાણે ''આ સર્પ છે' તેમાં 'આ' અંશ રજ્જુના ઇદંપણાનું પ્રત્યક્ષ જ્ઞાન છે અને 'સર્પ' એ પૂર્વે જોયેલા સર્પની સ્મૃતિનું જ્ઞાન છે. આ પ્રમાણે બે જ્ઞાન છે એવો વિવેક ન રહેતાં 'આ સર્પ છે' એવી ભ્રાંતિની પ્રતીતિ અને કથન.

**અગમ્યઃ** ગ્રહણ ન થઈ શકે તે. સમજી ન શકાય એવું.

**અગોચરઃ** ઇંદ્રિયો તથા મનથી ગ્રહણ ન થઈ શકે એવું. બ્રહ્મ.

**અજહત્‌લક્ષણાઃ** ત્રણ લક્ષણામાંની એક. જેમાં વાચ્ય અર્થનો ત્યાગ ન કરતાં અધિક અર્થ-(લક્ષ્ય)નું ગ્રહણ કરવામાં આવે છે તે. જેમ કે

'काकेभ्यो दधि रक्ष्यताम्'। દીઠીઓ ચડેલા દહીંને તડકે મૂકી મા પોતાના પુત્રને કહે છે કે 'કાગડાથી દહીંનું રક્ષણ કરજે.' તેમાં કાગડા ઉપરાંત દહીં ખાઈ જવાનો જેમનો સ્વભાવ છે તે બધાંનું ગ્રહણ કરવામાં આવે છે.

**અજાતવાદ** : કોઈ કોઈનું કારણ નથી, કાંઈ ઉત્પન્ન થતું નથી, થવાનું નથી અને થયું નથી. કેવળ બ્રહ્મ જ માત્ર છે. એવું માંડૂક્ય ઉપનિષદની કારિકામાં શ્રી ગૌડપાદાચાર્ય મહારાજ કહે છે: 'न कश्चित् जायते जीवो संभवोऽस्य न विद्यते। एतत्तदुत्तमं सत्यं यत्र किञ्चित् न जायते॥ કોઈ જીવ જન્મતો નથી, તેની ઉત્પત્તિ નથી. આ જ ઉત્તમ સત્ય છે કે જ્યાં કાંઈ પણ ઉત્પન્ન થતું નથી.

**અજ્ઞાન** : હું બ્રહ્મ છું એવું જ્ઞાન ન હોવું તે; બ્રહ્મસ્વરૂપને આચ્છાદિત કરે તે. અવિદ્યા, માયા, પ્રકૃતિ–પ્રલયાવસ્થા અને મહાસુષુપ્તિ પણ એનાં નામ છે; તે અધ્યાસરૂપ હોવાથી કલ્પિત છે.

**અતત્‌વ્યાવૃત્તિ** : જડ પદાર્થ-પ્રપંચમાત્ર. અધિષ્ઠાન બ્રહ્મ–ચૈતન્ય સિવાય સર્વનો નિષેધ.

**અતલાદિ** : અતલ, વિતલ, સુતલ, તલાતલ, રસાતલ, મહાતલ, પાતાલ.

અતિપ્રસંગ : શાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન.

અતિવ્યાપ્તિ : (ન્યાય) કોઈ વસ્તુનું લક્ષણ બાંધવામાં જેનો સમાવેશ ન કરવો જોઈએ તેનો સમાવેશ કરવાનો દોષ. જેમ કે, 'જેને શિંગડું હોય તે ગાય' આવું ગાયનું લક્ષણ અતિવ્યાપ્તિ દોષવાળું છે; કારણ કે ગાય સિવાયનાં બીજાં પણ કેટલાંક પ્રાણીને શિંગડાં હોય છે. એટલે એ લક્ષણ લક્ષ્ય ઉપરાંત અલક્ષ્યમાં પણ રહે છે, તેથી દૂષિત છે.

અતિહર્ષ : બ્રહ્મસ્વરૂપના જ્ઞાનથી જે નિરંકુશ તૃપ્તિ ઉપજે છે તે.

અતીંદ્રિય : ઇંદ્રિયોથી ગ્રહણ ન થાય તેવું સૂક્ષ્મ.

અત્યંતાભાવ : (ન્યાય). ચાર પ્રકારના અભાવમાંનો એક. અભાવના ચાર પ્રકાર : પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, અન્યોન્યાભાવ અને અત્યંતાભાવ. જેનો ત્રણે કાળમાં અભાવ હોય તે. જેમ કે વાયુ વિષે રૂપ, વંધ્યાપુત્ર, સસલાનું શિંગડું.

અદ્વૈત : એકરૂપ; અનન્ય; જીવ અને બ્રહ્મ અથવા જગત અને બ્રહ્મની એકતા અથવા અભેદ બ્રહ્મ. -ના તેના ત્રણ ભેદ છે.

**અધિકારી** : વેદ અને વેદાંગનો અભ્યાસ કરી જેણે તેનો અર્થ સારી રીતે જાણ્યો છે; નિષિદ્ધ કર્મના ત્યાગપૂર્વક, નિત્ય, નૈમિત્તિક અને પ્રાયશ્ચિત્ત કર્મના અનુષ્ઠાનથી અને ઉપાસનાથી પાપ દૂર થઈ જેનું અંતઃકરણ નિર્મળ અને નિશ્ચળ થયું છે, અને જે સાધનચતુષ્ટયસંપન્ન છે, તે મનુષ્ય વેદાંત-જ્ઞાનનો અધિકારી એટલે યોગ્યતાવાળો કહેવાય છે. ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા એના ભેદ છે.

**અધિદૈવ** : ઇંદ્રિયોના દેવતા; ઇંદ્રિયોનો વિષય ન હોય અને પોતાથી ભિન્ન હોય તે દેવનું સ્વરૂપ.

**અધિભૂત** : પોતાથી ભિન્ન હોય અને દૃષ્ટિનો વિષય હોય તે ભૂત-ભૌતિક પ્રપંચ.

**અધિયજ્ઞ** : કર્મરૂપ યજ્ઞમાં પ્રવૃત્તિ કરાવનાર અધિષ્ઠાતા બ્રહ્મ.

**અધિષ્ઠાન** : જેમાં અજ્ઞાનથી ભ્રાંતિ થાય અને જેના જ્ઞાનથી ભ્રાંતિ જાય છે તે તત્ત્વ; આધાર; આશ્રય. જેમાં ભ્રાંતિ થાય તે. જેમ કે દોરડીમાં સર્પની ભ્રાંતિ થાય છે; તે સર્પ ભ્રમનું અધિષ્ઠાન દોરડી છે. તેમ જગતરૂપ ભ્રમનું અધિષ્ઠાન બ્રહ્મ છે.

**અધ્યાત્મ :** બ્રહ્મસ્વભાવ; બ્રહ્મભાવ; આત્માનું જ્ઞાન; પોતાનો આશ્રય કરીને રહેલું હોય તે.

**અધ્યારોપ :** વસ્તુ એટલે બ્રહ્મમાં અવસ્તુ એટલે જડ સમૂહનું આરોપણ અથવા કથન; અધિષ્ઠાન બ્રહ્મમાં જગતનું આરોપણ અથવા કલ્પના.

**અધ્યાસ :** જેમાં જે ન હોય તેમાં તે પદાર્થની બુદ્ધિ થવી તે વસ્તુનું અન્ય રૂપે ભાસવાપણું, મિથ્યા પ્રતીતિ; કલ્પના, ભ્રાંતિ; દેહ, ઇંદ્રિયો આદિ અનાત્મ પદાર્થોમાં હું અને મારું એવો જે ભાવ અથવા બુદ્ધિ. અધ્યાસના બે પ્રકાર છે: જ્ઞાનાધ્યાસ અને અર્થાધ્યાસ. જ્ઞાનાધ્યાસ–સર્પાદિકનું તથા દેહાદિક પ્રપંચનું જ્ઞાન. ભ્રાંતિજ્ઞાન.

**અનર્થ :** અહંતા–મમતાથી થતાં દુઃખ.

**અનવસ્થા :** (ન્યાય) છ દોષમાંનો એક. એકનો કર્તા બીજો, બીજાનો કર્તા ત્રીજો અને ત્રીજાનો ચોથો એ પ્રમાણે કારણની પરંપરા–પ્રવાહનું ચાલતું રહેવું તે દોષ.

**અનંત :** દેશ–કાળ અને વસ્તુના પરિચ્છેદથી રહિત.

**અનાત્મ :** આત્માથી ભિન્ન બધા પદાર્થો.

**અનાદિ :** શરૂઆત વગરનો પદાર્થ; ઉત્પત્તિરહિત.

**અનિર્વચનીય** : સત્ છે અથવા અસત્ છે અથવા હેતુ છે એ; જેને વિષે નિર્ણય ન આપી શકાય તેવું માયા–અજ્ઞાન વગેરે.

**અનિર્વચનીય ખ્યાતિ** : સૃષ્ટિના ઉપાદાનકારણ સંબંધી ભ્રમ વિષે પાંચ મતમાંનો એક. અધિષ્ઠાન બ્રહ્મચૈતન્યમાં અનિર્વચનીય પદાર્થોની પ્રતીતિ અને કથન.

**અનુપપત્તિ** : અસંભવ.

**અનુપલબ્ધિ** : છ પ્રકારનાં પ્રમાણોમાંનું એક. અભાવ જેમ કે, અહીં ઘડો નથી.

**અનુબંધ** : પોતાના વિષયનું જ્ઞાન આપીને તે દ્વારા શાસ્ત્રમાં પ્રવૃત્તિ કરાવનાર જે વિષય તે અનુબંધ. બધાં જ શાસ્ત્રોના ચાર અનુબંધ હોય છે અને તે દરેક શાસ્ત્રના ભિન્ન ભિન્ન હોય છે. એ અનુબંધોને જાણીને જ જિજ્ઞાસુઓ તે તે શાસ્ત્રમાં પ્રવૃત્ત થાય છે. અધિકારી, વિષય, સંબંધ અને પ્રયોજન એ ચાર બાબતો ડાહ્યા માણસોને ગ્રંથમાં પ્રવૃત્ત કરાવવામાં હેતુ (કારણ) છે. ગ્રંથનો અર્થ યોગ્ય રીતે સમજવામાં એ અનુબંધ ઉપયોગી છે. વેદાંત ગ્રંથોનો વિષય–જીવબ્રહ્મની એકતા છે. સંબંધ–પ્રાપ્ય–પ્રાપક-

ભાવ, પ્રતિપાદક-પ્રતિપાદ્યભાવ વગેરે; પ્રયોજન-અનર્થરૂપ સંસારની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ. અધિકારી-ચાર સાધનસંપન્ન પુરુષ. ચાર સાધન-વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્સંપત્તિ અને મુમુક્ષુતા. વિવેક-સત્-અસત્; નિત્ય અનિત્ય; જડ-ચેતનનું પૃથક્કરણ કરવું તે. વૈરાગ્ય-આ લોક અને પરલોક સંબંધી સઘળા ભોગ અને ભોગસામગ્રીમાં તૃષ્ણારહિત અંતઃકરણની સ્થિતિ. શમાદિ ષટ્સંપત્તિ-શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરતિ, તિતિક્ષા. શમ-એકાગ્રતા, મનોનિગ્રહ, મનને બહારના વિષયોમાં ભટકતું અટકાવવું તે; દમ-ઇંદ્રિયોનો નિગ્રહ. શ્રદ્ધા-ગુરુ-શાસ્ત્ર ઉપર વિશ્વાસ; સમાધાન-મનની ધ્યેય વસ્તુમાં સ્થિતિ; ઉપરતિ-ત્યાગ કરેલ પદાર્થમાં ફરી મન ન જવું તે; તિતિક્ષા-સુખ-દુઃખાદિ, શીત-ઉષ્ણાદિ સઘળાં દ્વંદ્વોનું સહન કરવું તે.

**અનુભવ:** યથાર્થજ્ઞાન, પ્રમાજ્ઞાન, સ્મૃતિથી ભિન્ન યથાર્થજ્ઞાન.

**અનુમાન:** (ન્યાય) છ પ્રમાણોમાંનું એક. હેતુ દ્વારા વિમર્શપૂર્વક થતું જ્ઞાન. જેમ કે પર્વત ઉપર ધુમાડો છે માટે ત્યાં અગ્નિ છે એવું અગ્નિનું

જ્ઞાન અનુમાનથી થાય છે.

**અનુસંધાન** : ચિંતન–વિચાર.

**અન્નમયકોશ** : પાંચ કોશમાંનો એક; અન્નથી ઉત્પન્ન થયેલો દેહ; સ્થૂલ શરીર.

**અન્યથાખ્યાતિ** : ભ્રમ સંબંધી પાંચ મતમાંનો ન્યાયવાળાનો મત; વસ્તુનું અન્યથા ભાન અને કથન; જેમ કે, દોરીમાં સર્પ ભાસે તે નેત્રના દોષથી દોરડીને બદલે સર્પ દેખાય છે.

**અન્યોન્યાધ્યાસ** : એકબીજી વસ્તુમાં પરસ્પરનો અધ્યાસ. જેમ કે સદ્રૂપ બ્રહ્મની સત્તાનો અધ્યારોપ મિથ્યા પ્રપંચમાં કરવાથી સંબંધાધ્યાસ થાય છે અને મિથ્યા પ્રપંચનો સ્વરૂપથી અધિષ્ઠાન બ્રહ્મમાં અધ્યાસ થવો તે.

**અન્યોન્યાભાવ** : ચાર પ્રકારના અભાવમાંનો એક અભાવ. જેમ કે ઘટ એ પટ નથી અને પટ એ ઘટ નથી.

**અન્યોન્યાશ્રયદોષ** : ન્યાયમાં છ દોષમાંનો એક. એકબીજાનો પરસ્પર કર્તા કહેવો તે.

**અપરિગ્રહ** : મમતાપૂર્વક ભોગસામગ્રી એકત્ર ન કરવી તે.

**અપરોક્ષજ્ઞાન** : બ્રહ્મનું પ્રત્યક્ષજ્ઞાન—હું બ્રહ્મ છું એમ જાણવું તે. સ્વરૂપસાક્ષાત્કાર; મોક્ષ.

**અપવર્ગ** : દુઃખનો નાશ; મોક્ષ.

**અપવાદ** : દોરીમાં સર્પ ભાસે છે તે સર્પ મિથ્યા છે, એમ સમજવું તે; અધિષ્ઠાનને શેષ રાખવું તે; બાધ; ત્રૈકાલિક નિષેધ.

**અપંચીકૃત** : પંચીકરણની રીતે મિશ્ર થયેલું નહિ તેવું પંચભૂતનું સ્વરૂપ. સૂક્ષ્મ.

**અપાન** : પંચ પ્રાણમાંનો એક પ્રાણ. જે ગુદાસ્થાનમાં રહે છે અને મળમૂત્રને નીચે લઈ જવાની ક્રિયા કરે છે.

**અપૂર્વતા** : વેદાંતના તાત્પર્યનો નિર્ણય કરવાના સાધનરૂપ ષડ્લિંગમાંનું એક. અન્ય કોઈ પ્રમાણથી સિદ્ધ ન થઈ શકે તે.

**અપ્રમેય** : પ્રમાણથી જાણી ન શકાય એવું; પ્રમાણનો અવિષય.

**અભાવ** : અસ્તિત્વમાં ન હોવું તે. જે વસ્તુ નથી એ રૂપે જણાય તે તેનો અભાવ કહેવાય.

**અભિજ્ઞાન** : પ્રત્યક્ષ જ્ઞાન—સાક્ષાત્કાર; પ્રત્યભિજ્ઞાન : સંસ્કારવાળું પ્રત્યક્ષ જ્ઞાન.

**અભિનિવેશ** : પાંચ ક્લેશમાંનો એક; મરણનો ભય.

**અભેદ** : કોઈ પણ પ્રકારનો ભેદ માન્યા વિના સર્વત્ર એકતા; અદ્વૈત.

**અભેદવાદ** : અદ્વૈતવાદ.

**અભ્યાસ** : વેદાર્થ નિર્ણય કરવાના પહલિંગમાંનું એક; પ્રતિપાદ્ય વિષય પુનઃ પુનઃ કહેવો એ.

**અયથાર્થજ્ઞાન** : સંશય, ભ્રાન્તિયુક્ત જ્ઞાન.

**અયુતસિદ્ધિ** : જે એકબીજાને આશ્રયે રહે તે; સમવાય સંબંધ, જેમ ગુણ અને ગુણી, અવયવ અને અવયવી; જાતિ અને વ્યક્તિ; ક્રિયા અને ક્રિયાવાન.

**અરિવર્ગ** : પરલોકના વિરોધી, આંતર શત્રુઓનો સમૂહ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર.

**અર્ચન ભક્તિ** : પોતાના ઇષ્ટ દેવનું અથવા તેમની પ્રતિમાનું ભાવપૂર્વક પૂજન કરવું તે.

**અર્થ** : ચાર પુરુષાર્થમાંનો એક; આ લોક અને પરલોકમાં ભોગના સાધન; ધન; દોલત.

**અર્થવાદ** : અભેદનું સ્તુતિ અને ભેદનું નિંદાપરક શ્રુતિવાક્ય.

**અર્થાધ્યાસ :** ભ્રાંતિથી ભાસતો પદાર્થ. ભ્રાંતિજ્ઞાનનો વિષય.

**અર્થાપત્તિ :** ૭ પ્રમાણોમાંનું એક; પુષ્ટ દેવદત્ત દિવસે ભોજન કરતો નથી, એમ જાણ્યા પછી તે રાત્રે ભોજન કરતો હશે એવી કલ્પના, તેની પુષ્ટતા જોઈને કરવામાં આવે તે અર્થાપત્તિ પ્રમાણ કહેવાય છે.

**અવધિ :** બોધની હદ, વૈરાગ્યની હદ અને ચિત્તનિરોધરૂપ ઉપરામની હદ.

**અવસ્તુ :** અજ્ઞાનાદિ સકલ જડ પદાર્થનો સમુદાય; મહાપ્રપંચ. અનાત્મ પદાર્થ.

**અવસ્થા :** અંતઃકરણ અથવા જીવની સ્થિતિ; જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એવા ત્રણ એના ભેદ છે.

**અવસ્થા ( શરીરની ) :** ૬. તેમાં શિશુ–એક વર્ષના દેહનો સમય; કૌમાર–પાંચ વર્ષ સુધીના દેહનો સમય; પૌંગડ–છથી દસ વર્ષ સુધીના દેહનો સમય; કિશોર–૧૧થી ૧૫ વર્ષ સુધીના દેહનો સમય; યૌવન ૧૬થી ૪૦ વર્ષ સુધીના દેહનો સમય; જરા–ચાળીસ વર્ષ ઉપરનો સમય.

**અવાન્તર વાક્ય :** વેદના જે વચનથી પરમાત્માના

અથવા જીવના સ્વરૂપનું જ્ઞાન થાય તે. એ વાક્યથી પરોક્ષ જ્ઞાન થાય છે.

**અવિદ્યા** : અનાદિ કાળનું અજ્ઞાન; માયા; પ્રકૃતિ; એના બે પ્રકાર છે : મૂલા અને તુલા. પંચ ક્લેશમાંનો એક ક્લેશ. અવિદ્યાના પાંચ પ્રકાર: ૧ તમ, ૨ મોહ, ૩ મહામોહ, ૪ તામિસ્ર, ૫ અંધતામિસ્ર. તમ–પોતાના સ્વરૂપનું અજ્ઞાન. મોહ–દેહાદિમાં "હું" પણું. મહામોહ–વિષયભોગમાં ઇચ્છા. તામિસ્ર–વિષયેચ્છા પૂરી થવામાં કંઈ વિઘ્ન આવવાથી થતો ક્રોધ. અંધતામિસ્ર–ભોગ અથવા તેનાં સાધનોનો નાશ થવાથી "મારો નાશ થયો" એવી બુદ્ધિ.

**અવ્યક્ત** : સ્પષ્ટ ન જણાય તેવું; ઇંદ્રિયોથી અગોચર; બ્રહ્મ; પ્રકૃતિ; માયા.

**અવ્યાપ્તિ** : કોઈ વસ્તુનું લક્ષણ બાંધવામાં જેનો સમાવેશ કરવો જોઈએ તેનો સમાવેશ ન થાય તે દોષ. જેમ કે, 'કાળી હોય તે ગાય.' એવું ગાયનું લક્ષણ બાંધતાં રાતી અને ધોળી વગેરે ગાયોમાં તે લક્ષણ અવ્યાપ્ત રહે છે. એટલે કે લક્ષણ પોતાના લક્ષ્યમાં પૂરેપૂરું ન રહે તે અવ્યાપ્તિ છે.

**અષ્ટપુરી** : જ્ઞાનેન્દ્રિયપંચક, કર્મેન્દ્રિયપંચક,

પ્રાણપંચક, અંતઃકરણપંચક, વિષયપંચક, કામ, કર્મ અને અવિદ્યા.

**અસત્** : જેની ત્રણે કાળમાં હયાતિ ન હોય અને પ્રતીત પણ ન થાય તેવું; મિથ્યા; નાશવંત.

**અસત્ખ્યાતિ** : પાંચ ખ્યાતિ અથવા ભ્રમમાંનો એક. દોરડીમાં અત્યંત અસત્ સર્પની પ્રતીતિ અને કથન કે જેનો શૂન્યવાદી બૌદ્ધોએ સ્વીકાર કર્યો છે તે.

/**અસંગ** : દેહ, ઇંદ્રિયો આદિના સંબંધરહિત જેને કોઈ નો સંબંધ ન થાય તેવું સ્વરૂપ. જેમ કે અધિષ્ઠાન બ્રહ્મ ચૈતન્ય; વ્યવહારમાં આકાશ પણ અસંગ છે.

/ **અસંપ્રજ્ઞાત સમાધિ** : ત્રણેય કાળને વિષે અદ્વૈત વિલાસની ભાવનાનો જ આનંદ; નિર્વિકલ્પ સમાધિ.

**અસંભવ** : કોઈ વસ્તુનું લક્ષણ બાંધવામાં અસંભવિત ગુણ કહેવા તે દોષ; જેમ કે ' એક ખરીવાળી ગાય ' એવું ગાયનું લક્ષણ બાંધીએ ત્યાં ગાય માત્રને બે ખરી હોય છે. ગાય સિવાયનાં પ્રાણીઓમાંનાં ઘોડા વગેરેને એક ખરી હોય છે. તેથી લક્ષણ પોતાના લક્ષમાં જરાય રહેતું નથી. તેને

અસંભવદોષ કહેવામાં આવે છે. બીજી જગ્યાએ આનો અર્થ અશક્યના અર્થમાં થાય છે.

**અસંભાવના** : બ્રહ્મ છે અથવા નથી; જીવ અને બ્રહ્મ એક છે કે ભિન્ન છે; એવા સંશયને અસંભાવના કહે છે. તે બે પ્રકારની છે: ૧. પ્રમાણગત અસંભાવના. ૨. પ્રમેયગત અસંભાવના. તેમાંની પ્રમેયગત ઉપર બતાવવામાં આવી છે. પ્રમાણગત અસંભાવના એને કહે છે કે જે પ્રમાણના વિષયમાં સંશય હોય.

**અસંસક્તિ** : જ્ઞાનીની સાત ભૂમિકામાંની આ પાંચમી ભૂમિકા છે; સવિકલ્પ સમાધિ વડે ચિત્તવૃત્તિને રુંધી નિર્વિકલ્પ સમાધિમાં જવું તે.

**અસ્તેય** : અષ્ટાંગયોગમાંનુ પહેલું અંગ 'યમ', તેનો એક પ્રકાર; ચોરી ન કરવી તે.

**અહંકાર** : અંતઃકરણની ચાર વૃત્તિમાંની એક જે 'હું' એવું અભિમાન કરે છે તે. આ અહંકારના પ્રકાર નીચે પ્રમાણે છે :

૧. **શુદ્ધ અહંકાર** : સ્વસ્વરૂપનો અહંકાર, જેમ કે હું બ્રહ્મસ્વરૂપ છું.

૨. **અશુદ્ધ અહંકાર** : દેહાદિ અનાત્માનો અહંકાર; જેમ કે હું શરીર છું, મનુષ્ય છું, વગેરે.

૧. **સામાન્ય અહંકાર :** "હું" એવી સામાન્ય અહંકારની વૃત્તિ.

૨. **વિશેષ અહંકાર :** 'હું બ્રાહ્મણ છું', હું ક્ષત્રિય છું.' ઇત્યાદિ સ્ફુરણરૂપ ચિત્તની વૃત્તિ.

૧. **મુખ્ય અહંકાર :** કૂટસ્થ (સાક્ષી), ચિદાભાસ અને દેહ વગેરેને એકમેક માની, અજ્ઞાનીને આખાય સમુદાયમાં 'અહમ્' શબ્દનો સંબંધ કરી, જે 'અહમ્'ની સ્ફુરણા થવી તે. શક્તિવૃત્તિથી જાણવા યોગ્ય અહમ્ શબ્દના અર્થને વિષય કરવાવાળો અહંકાર.

૨. **અમુખ્ય અહંકાર :** વિવેકીને વ્યવહારદશામાં (૧) દેહાદિ સહિત ચિદાભાસમાં અને (૨) પરમાર્થદશામાં કેવળ 'કૂટસ્થ'-માં 'અહમ્' શબ્દનો સંબંધ કરી જે અહમ્‌ની સ્ફુરણા થવી તે; લક્ષણાવૃત્તિથી જાણવા યોગ્ય અહં શબ્દના અર્થને વિષય કરનારો અહંકાર.

**અહંકારધર્મ :** શોક, હર્ષ, ભય, ક્રોધ, લોભ, મોહ, સ્પૃહા વગેરે.

**અહંગ્રહધ્યાન :** સગુણ અથવા નિર્ગુણ બ્રહ્મને

પોતાની સાથે અભેદ કરીને હું બ્રહ્મ છું, એમ ચિંતન કરવું તે. એટલે કે ઉપાસ્ય સ્વરૂપ અને હું એક જ છીએ એમ પોતાની સાથે ઉપાસ્યનું અભેદરૂપે ચિંતન તે.

**અહિંસા :** અષ્ટાંગયોગમાંનો એક પ્રકાર; કોઈ પણ પ્રાણીને મન, વચન કે શરીરથી કાંઈ પણ પીડા ન કરવી તે.

**અંડજ :** ઈંડામાંથી જન્મ લેનાર પ્રાણી, જેમ કે પક્ષી–સર્પ આદિ.

**અંતઃકરણ :** શરીરની અંદરનું જ્ઞાનનું સાધન; જેમાં ચેતનનો આભાસ અથવા પ્રતિબિંબ પડે છે તે. તેનાં પરિણામ અથવા વૃત્તિ ચાર છે: મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર; સત્વ.

**અંતર્યામી :** સર્વ પ્રાણીના હૃદયમાં રહી સર્વની બુદ્ધિનો નિયામક અને કર્મનો પ્રેરક; ઈશ્વર.

**અંધગોલાંગુલન્યાય :** ભૂલા પડેલા આંધળા માણસને બળદનું પૂછડું પકડાવી કહેવામાં આવે કે પૂછડું છોડવું નહિ. એ તને તારે ઘેર પહોંચાડશે. તેમ કર્યાથી તે માણસ દુઃખી થાય છે. તેમ ભેદવાદી, સ્વાર્થી ગુરુ શિષ્યને ઉપદેશ કરે કે અમારો મત ખરો છે, તે છોડવો નહિ, તેથી

તને સુખપ્રાપ્તિ થશે; પણ તેમ કર્યાથી શિષ્ય જન્મ-મરણનું મહાદુઃખ ભોગવે છે. એ અંધગોલાંગુલન્યાય છે.

**અંશ**: ભાગ; સર્વ પદાર્થમાં પાંચ અંશ છે: અસ્તિ, ભાતિ, પ્રિય, નામ અને રૂપ.

**આકાશ**: પંચભૂતમાંનું એક તત્ત્વ. તેના ઘટાકાશ, જલાકાશ, મઠાકાશ અને મહાકાશ એવા ચાર ભેદ ઉપાધિને લીધે કહેવામાં આવે છે.

**આકાંક્ષા**: પદના અન્વય માટે બીજા પદની જરૂર હોવી તે. જેમ કે 'આવે છે' અહીં માત્ર આવે છે પદથી કાંઈ અર્થ સમજાતો નથી. તેને કોઈ બીજા પદની જરૂર છે જેમ કે રાજા આવે છે. અહીં રાજાપદની આકાંક્ષા કહેવાય. તે સિવાય શબ્દબોધ કરી શકે નહિ.

**આગમ**: શાસ્ત્ર, વેદ, શબ્દપ્રમાણ.

**આગામી કર્મ**: વર્તમાન શરીરે થતાં પુણ્યપાપરૂપ કર્મ; ક્રિયમાણ કર્મ.

**આતતાયી**: અગ્નિ લગાડનાર, વિષ દેનાર, હાથમાં હથિયાર લઈ મારવા આવનાર, ધન લઈ લેનાર ને ભૂમિનું તથા સ્ત્રીનું હરણ કરનાર આતતાયી કહેવાય છે.

**આત્મખ્યાતિ**: પાંચ ખ્યાતિ અથવા ભ્રમમાંનો એક; દોરીમાં સર્પ ભાસે તેને વિજ્ઞાનવાદી બૌદ્ધો આત્મખ્યાતિ કહે છે; એટલે કે વિજ્ઞાન પોતે જ સર્પરૂપે પ્રતીત થાય છે એમ કહે છે.

**આત્મજ્ઞાન**: પોતાના સાચા સ્વરૂપનું જ્ઞાન; બ્રહ્મજ્ઞાન તત્ત્વજ્ઞાન.

**આત્મદર્શન**: આત્માનો સાક્ષાત્કાર.

**આત્મધર્મ**: અજર, અમર, અસંગ, અનંત, અક્રિય, નિર્ગુણ, નિત્ય, નિરાકાર, નિરંજન, અચિન્ત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત વગેરે.

**આત્મનિવેદન**: નવધા ભક્તિમાંની એક; પ્રેમલક્ષણા ભક્તિ; <u>અપરોક્ષાનુભવ</u>. પોતાના માનેલા શરીર સહિત સ્થાવર જંગમ સર્વ પોતાના ઇષ્ટ દેવને શુદ્ધ બુદ્ધિથી અર્પણ કરીને તેમાં મમતા રહિત રહેવું તે.

**આત્મા**: સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ શરીરથી ભિન્ન, પંચકોશથી ભિન્ન; જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાનો સાક્ષી, સચ્ચિદાનંદસ્વરૂપ, વેદાંતના મહાવાક્ય 'तत्त्वमसि' માં કહેલા, 'त्वं'પદનો લક્ષ્યાર્થ.

यच्चाप्नोति यदादत्ते यच्चात्ति विषयानिह ।
यच्चास्य संततो भावस्तस्मादात्मेति कथ्यते ॥

જે કારણથી આ આત્મા સઘળા અનાત્મ પદાર્થોને વ્યાપીને રહે છે અને જે કારણથી સ્વપ્નમાં પોતાના પ્રકાશથી પ્રકાશિત સ્વાપ્નિક પદાર્થોને ગ્રહણ કરે છે, અને જે કારણથી સુષુપ્તિ અવસ્થામાં અજ્ઞાનના કાર્યરૂપ સમસ્ત પ્રપંચને પોતામાં લીન કરી લે છે અને જે કારણથી નિરંતર પોતાની સત્તા પોતામાં બની રહે છે, તે કારણથી તે તત્ત્વને આત્મા કહેવામાં આવે છે.

ઉપાધિને લીધે આ આત્મા, ગૌણાત્મા, મિથ્યાત્મા અને મુખ્યાત્મા એવા ત્રણ ભેદવાળો કહેવામાં આવે છે.

**આત્માશ્રય**: છ દોષમાંનો એક; ક્રિયાના કર્તા અને કર્મ ભિન્ન હોવાં જોઈએ. એક જ હોય તો આત્માશ્રય દોષ આવે. જેમ કે કોઈ કહે કે હું મારા ખભા ઉપર બેસી નદીએ ગયો હતો. આવું વચન આત્માશ્રય દોષવાળું છે.

**આત્યન્તિક**: અનંત; અતિશય; સર્વોત્તમ.

**આત્યંતિક પ્રલય**: માયા અને માયાનાં કાર્યોનો સુદૃઢ બાધ થાય તે. આ પ્રલય માત્ર જ્ઞાન પામેલાને થાય છે માટે પુરુષાર્થ વડે સાધ્ય છે.

**આધિદૈવિક દુઃખ** : ત્રણ પ્રકારનાં દુઃખમાંનું એક જે દેવયોગે થાય છે તે. ટાઢ, તાપ, ભૂત. પ્રેત, દુકાળ, મરકી આદિથી થતાં દુઃખ.

**આધિભૌતિક દુઃખ** : પોતાના સ્થૂલ સૂક્ષ્મ શરીરરૂપ સંઘાતથી ભિન્ન હોય અને નેત્ર ઇન્દ્રિયનો વિષય હોય તે, અને તેનાથી ઉત્પન્ન થતું જે દુઃખ તે આધિભૌતિક દુઃખ જેમ કે ચોર, વાઘ, સર્પ આદિ.

**આધ્યાત્મિક દુઃખ** : આત્માના આશ્રયે રહેવાવાળા જે સ્થૂલ, સૂક્ષ્મ શરીરથી ઉત્પન્ન થતું દુઃખ. તેને જ અધ્યાત્મ તાપ પણ કહે છે. જેમ કે–રોગ. ભૂખ, તરસ, શોક, મોહ આદિથી થતાં દુઃખ.

**આનંદ** : બ્રહ્મજ્ઞાનથી થતું સુખ, બ્રહ્માનંદ, વિષયાનંદ અને વાસનાનંદ એવા ત્રણ પ્રકારનો આનંદ છે.

**આનંદમય કોશ** : પાંચ કોશમાંનો એક; કારણશરીરરૂપ અવિદ્યામાં રહેલી પ્રિય, મોદ અને પ્રમોદ એ વૃત્તિઓ સહિત મલિન સત્ત્વ.

**આપ્ત પુરુષ** : વિશ્વાસયોગ્ય પુરુષ; યથાર્થ વક્તા.

**આભાસ** : છાયા; દેખાવમાત્ર; બિંબના ધર્મથી રહિત હોય છતાં બિંબ જેવું દેખાય તે. જેમ કે ખાબોચિયાના પાણીમાં સૂર્યનું પ્રતિબિંબ પડે છે, તે સૂર્યના ધર્મ ગરમીથી રહિત હોવા છતાં સૂર્યની પેઠે ચળકે છે.

**આભાસની સાત અવસ્થા** : અજ્ઞાન, આવરણ, વિક્ષેપ ( ભ્રાંતિ ), પરોક્ષ જ્ઞાન, અપરોક્ષ જ્ઞાન, શોક, નાશ, અતિહર્ષ.

**આભાસવાદ** : જીવ–ઈશ્વરના સ્વરૂપ વિષે ત્રણ મત છે, તેમાંનો એક. શુદ્ધ સત્ત્વગુણ સહિત માયામાં બ્રહ્મનો આભાસ તે ઈશ્વર અને મલિન સત્ત્વગુણ સહિત અવિદ્યાના અંશમાં આભાસ તે જીવ, એમ માનવું તે આભાસવાદ છે.

**આમુષ્મિક** : પરલોક સંબંધી.

**આરંભવાદ** : જગતની ઉત્પત્તિ સંબંધી ત્રણ મત છે, તેમાંનો એક; પરમાણુથી જગત ઉત્પન્ન થયું છે, એમ માનવું તે. એ મત ન્યાય, વૈશેષિકવાળાનો છે. તેઓ માને છે કે ઈશ્વરની ઇચ્છાથી પરમાણુઓમાં કંપન થાય છે અને સજાતીય પરમાણુઓ ભેગા મળી જગત થયું.

**આરોપ** : એક વસ્તુના ધર્મ બીજી વસ્તુને લગાડવા

તે. જેમ કે અધિષ્ઠાન બ્રહ્મચૈતન્ય કોઈ પણ જાતના વિશેષ ધર્મથી રહિત છે, છતાં તેમાં નામરૂપાત્મક સઘળા પ્રપંચ( જગત )નું કથન કરવું તે આરોપ છે; ભ્રાંતિ; કલ્પના.

આર્જવ : મન, કર્મ, વાણીથી સદા એકરૂપે રહેવું તે; સરળતા.

આવરણ : બ્રહ્મસ્વરૂપને અજ્ઞાનથી આચ્છાદિત કરવું તે; આ આવરણ બે પ્રકારનાં છે : અભાનાપાદક અને અસત્ત્વાપાદક. આત્મા-બ્રહ્મચૈતન્ય નથી એવા જ્ઞાનને અને કથનને અસત્ત્વાપાદક આવરણ કહે છે.

આશ્રમ : ધાર્મિક જીવનનું વર્ગીકરણ; તેના ચાર વર્ગ બનાવ્યા છે. તે વર્ગને આશ્રમ કહે છે. તેનાં નામ બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસ આશ્રમ. કોઈ પણ હિંદુધર્મનો અનુયાયી આ ચારમાંથી કોઈ એક વર્ગમાં ( આશ્રમમાં ) રહે છે; આ વર્ગોથી બહાર રહી શકતો નથી. દરેક આશ્રમને પોતાને યોગ્ય ધર્મોના નિયમો હોય છે અને તેના અનુયાયીએ તે ફરજિયાત પાળવાના હોય છે અન્યથા ધર્મદ્રોહનો દોષ લાગે છે.

**આસક્તિ** : વિષયભોગની ઇચ્છા; સ્ત્રી, પુત્ર, ધન આદિ વિષયોમાં પ્રીતિ; સંગ; ચિત્તની અશુદ્ધ અવસ્થા.

**આસત્તિ** : યોગ્ય પદોના સંબંધથી સમય અથવા શબ્દના અંતરાય રહિત પદાર્થોની સ્મૃતિ. જેમ કે : મનુષ્ય જો એક વાક્ય બોલતાં એક પદ પછી બીજું પદ લાંબે સમયે બોલે અથવા વચ્ચે બીજાં પદો બોલી પછી પ્રથમ વાક્યનું પદ બોલે તોપણ પદના અર્થનો બોધ થઈ શકે નહિ.

**આસન** : યોગના આઠ અંગમાંનું ત્રીજું અંગ. યોગના ૮૪ આસન છે, તેમાં સિદ્ધાસન, પદ્માસન, ભદ્રાસન, સિંહાસન વગેરે મુખ્ય છે. શરીરની જે સ્થિતિમાં બેસીને લાંબા કાળસુધી પરમાત્માનું ચિંતન કરી શકાય અને તેમાં શરીર અગવડરૂપ ન થાય તેમ જ મૂળબંધ થતો હોય તે શરીરની અચળ સ્થિતિને 'આસન' કહે છે. તે આસન મુખ્ય છે. બાકીનાં આસનો રોગનિવૃત્તિ દ્વારા સાધનામાં મદદરૂપ છે.

**આસંગ** : કર્તાપણું અને ભોક્તાપણાનો સંબંધ.

**આસુરી સંપત્** : અધમ વાસના; રજોગુણ, તમો-

ગુણપ્રધાન અંતઃકરણની વૃત્તિઓ; કામ, ક્રોધ, લોભ, મોહ, આદિ અશુભ વૃત્તિઓ; અંતઃકરણની ખરાબ અવસ્થા.

**આંતરપ્રપંચ** : પાંચ કોશ, ત્રણ શરીર, ત્રણ અવસ્થા અને તેના ત્રણ અભિમાની ત્રણ ગુણ, પાંચ ક્લેશ, ષડ્ભાવ–વિકાર, ષડ્ ઊર્મિઓ; કામક્રોધાદિ ષડ્રિપુ. ચાર સાધન : વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ અને મુમુક્ષુતા. ચાર મૈત્ર્યાદિભાવ : મૈત્રી, મુદિતા, કરુણા, ઉપેક્ષા; અષ્ટાંગયોગ, છ પ્રમાણ, રોગ અને આરોગ્ય એ સર્વે મળીને આંતરપ્રપંચ કહેવાય છે.

**ઇદંતા** : આ ઇદંતા વેદાંતના સિદ્ધાંતમાં ભ્રમરૂપ માની છે. અહંતાની સાથે ઇદંતા ઊભી થાય છે.

**ઇષ્ટાપૂર્ત** : ધર્મોદા કામો જેવાં કે, યજ્ઞયાગાદિ કરવાં; વાવ, કૂવા, તળાવો, દેવમંદિરો, ધર્મશાળાઓ, દવાખાનાં, સદાવ્રતો, બાગબગીચા વગેરે લોકોપયોગી કાર્યો કરવાં તે.

**ઇંદ્રિય** : જ્ઞાન અને કર્મનાં સાધન; જ્ઞાનેંદ્રિય અને કર્મેંદ્રિય એવા એના બે વિભાગ છે. તેમાં જ્ઞાનેંદ્રિય–શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા અને ઘ્રાણ એ પાંચ છે, અને વાણી, હાથ, પગ, ગુદા અને

ઉપસ્થ એ પાંચ કર્મેંદ્રિયો છે. મન પણ આંતર-ઇંદ્રિય કહેવાય છે.

**ઇક્ષણ** : જોવું તે; વિચારવું. પરમાત્માએ આ સૃષ્ટિ ઈક્ષણથી બનાવી છે, ' स्रजा ऐक्षत लोकानस्रजेयम् इति ।' તેણે (ઈશ્વરે) ઈક્ષણ કર્યું (જોયું–વિચાર્યું) કે, હું લોકની રચના કરું.

**ઈશ્વર** : માયામાં ચેતનનો આભાસ અથવા પ્રતિબિંબ; માયાના સંબંધવાળું ચેતન; વેદાન્તના तत्त्वमसि મહાવાક્યમાં કહેલું तत् પદ; માયાનો નિયામક; અંતર્યામી; સમષ્ટિ અજ્ઞાન ઉપાધિ સહિત ચેતન.

**ઈશ્વરપ્રણિધાન** : યોગના આઠ અંગમાંના નિયમરૂપ અંગનો એક પ્રકાર; ઈશ્વરમય જીવન; અનન્ય ઉપાસના.

**ઉદાન** : પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન–આ પાંચ પ્રકારના પ્રાણમાંનો એક, જેનું સ્થાન કંઠ છે અને ઓડકાર તથા હેડકી વગેરે ક્રિયા છે. આ વાયુ કંઠમાં પોતાનું કેન્દ્રસ્થાન રાખીને પ્રાણીએ ખાધેલા અન્ન–જળનો વિભાગ કરે છે.

**ઉદાસીન અવસ્થા** : સુખ અને દુ:ખની વચ્ચેના સંધિકાળમાંની અવસ્થા; કશામાં આસક્તિ ન

હોય એવી સ્થિતિ.

ઉદાહરણ : વ્યાપ્તિ સહવર્તમાન દૃષ્ટાંતનું કથન કરવું તે. જેમ કે, પર્વત અગ્નિવાળો છે, ધુમાડાવાળો હોવાથી; જેમ કે રસોડું. અહીં રસોડામાં અગ્નિ અને ધુમાડાની વ્યાપ્તિ છે. વ્યાપ્તિ એટલે સાહચર્ય, ધર્મ–અવિનાભાવસંબંધ. ધુમાડો અને અગ્નિનો એવો સંબંધ છે. તેથી રસોડું એ વ્યાપ્તિ, સહવર્તમાન દૃષ્ટાંત દાખલો વગેરે કહેવાય.

ઉદ્દેશ : નામમાત્રથી વસ્તુનું કથન કરવું તે; કોઈ પણ કાર્યનો હેતુ, પ્રયોજન.

ઉદ્‌ભિજ્જ : પ્રાણીઓની ચાર જાતમાંની એક; વનસ્પતિ; પૃથ્વી ફોડીને બહાર નીકળે તે.

ઉપક્રમ–ઉપસંહાર : વેદાર્થનિર્ણય કરવાના ષટ્‌ તાત્પર્ય લિંગમાંનું પહેલું અને છેલ્લું લિંગ; પ્રારંભ અને અંત; એવો નિયમ છે કે જે ઉપક્રમ હોય તે જ ઉપસંહારમાં પણ હોવું જોઈએ. જેમ કે ઈશોપનિષદમાં પ્રથમ મંત્રમાં ઉપક્રમ કરતાં કહે છે કે, 'ईशावास्यमिदं सर्वम्०' (આ સંપૂર્ણ જગત ઇશ્વર વડે આચ્છાદન કરવા યોગ્ય છે); અને તે જ ઉપનિષદમાં ઉપસંહારમાં કહેલ છે કે, 'स पर्यगाच्छुक्रम्०' (તે પરમાત્મા

ચારે તરફ ગયેલ છે અને શુદ્ધ છે). આ પ્રમાણે દરેક ઉપનિષદોમાં પોતપોતાની રીતે ઉપક્રમ અને ઉપસંહાર મળે છે. પુરાણોમાં પણ જોવામાં આવે છે. જેમ કે શ્રીમદ્ ભાગવતમાં મંગલાચરણ કરતી વખતે પ્રથમ શ્લોકમાં ઉપક્રમ કરતાં કહે છે કે: 'सत्यं परं धीमहि' (અમે પરમ સત્યનું ધ્યાન કરીએ છીએ) અને અંતે ઉપસંહારમાં કહે છે કે, 'सत्यं परं धीमहि' આ પ્રમાણે પરમ સત્ય વસ્તુ એ શ્રીમદ્ ભાગવતનો પ્રતિપાદ્ય વિષય છે; ઉપક્રમ એટલે શરૂઆત અને ઉપસંહાર એટલે સમાપ્તિ.

**ઉપનય** : જુઓ પંચાવયવ.

**ઉપનિષદ** : પર સત્યની નજીક લઈ જનારું શાસ્ત્ર-બ્રહ્મવિદ્યા; વેદાંત.

**ઉપપત્તિ** : વિષયપ્રતિપાદન કરવાની યુક્તિ.

**ઉપમાન** : છ પ્રમાણમાંનુ એક; ઉપમાથી જ્ઞાન થાય તે; જેમ કે ગાયના જેવું રોઝ હોય છે; એ જાણ્યા પછી જંગલમાં રોઝને જોતાં આ પ્રાણી ગાયના જેવું છે તેથી રોઝ છે એવું જ્ઞાન થવું તે.

**ઉપરતિ** : ઉપરામતા; બાહ્ય પ્રવૃત્તિની નિવૃત્તિ; ઇંદ્રિયોનું પોતપોતાના વિષયોથી પાછા હઠવું

તે; વિષયોના ગ્રહણની અરુચિ, જેમ કે કોઈ વિષયનો ત્યાગ કર્યા પછી તે વિષયની સન્નિધિમાં પણ વિષય ગ્રહણ કરવાની ઇચ્છા ન થવી તે.)

ઉપાદાન : જેનો કાર્યના સ્વરૂપમાં પ્રવેશ હોય અને જેના વિના કાર્યની સ્થિતિ રહી શકે નહિ તે; પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય જેમાં થાય છે એવું કારણ; આદિકારણ. જેમ કે માટી એ ઘડા વગેરેનું ઉપાદાન કારણ છે; ન્યાયવાળા આ ઉપાદાનકારણને સમવાયી કારણ કહે છે. આ ઉપાદાનકારણ ત્રણ પ્રકારનું છે એમ ન્યાયદર્શનના પ્રવર્તક શ્રીગૌતમ માને છે. અનેક પરમાણુથી આ જગતનો આરંભ થયો છે એમ કણાદ કહે છે. સાંખ્ય પ્રણેતા શ્રીકપિલમુનિ માને છે કે, આ જગત પ્રકૃતિનું પરિણામ છે; આ રીતે તે પરિણામવાદી છે; અને વેદાંતનિર્દેશક શ્રીવ્યાસ ભગવાન માને છે કે પરમ શુદ્ધ ચૈતન્ય જ આ જગતરૂપે વિવર્ત પામે છે; વિવર્ત એટલે વસ્તુનું અન્યથા ભાન માત્ર. જેમ કે. દોરડીમાં દોરડીને બદલે ભૂલથી સર્પ દેખાય તે.

ઉપાધિ : જે, વસ્તુનો સ્વરૂપ વિષે પ્રવેશ હોય નહિ.

સ. સા.

અને સ્વરૂપને અન્ય પદાર્થથી ભિન્ન કરીને જણાવે તે; જેમ ઘટાકાશ છે, તેમાં ઘટ એ આકાશની ઉપાધિ છે, માયા એ ઈશ્વરની ઉપાધિ છે અને અવિદ્યા એ જીવની ઉપાધિ છે.

**ઉપાસના :** ઇષ્ટદેવના સ્વરૂપાકારે અંતઃકરણની વૃત્તિ; ધ્યાન; ભક્તિ; આ ઉપાસના સગુણ, નિર્ગુણ, પ્રતીક અને અહંગ્રહ એ પ્રકારે ભેદ પામે છે; ઉપાસના હમેશાં પુરુષતંત્ર ( કર્તાને આધીન ) હોય છે; તે કર્તું-અકર્તું અને અન્યથાકર્તું શક્ય છે. તે વિધિને આધીન હોય છે. વિધિ પ્રમાણે કરવાથી સફળ થાય છે, અન્યથા નહિ.

**ઊર્મિ :** ૬. જન્મ-મરણ, એ સ્થૂલ શરીરના ધર્મો. ક્ષુધા-તૃષા, એ પ્રાણના ધર્મો; શોક-મોહ, એ મનના ધર્મો.

**એકાગ્રતા :** ચિત્તની પાંચ અવસ્થામાંની ચોથી અવસ્થા; સમાધિકાળમાં ચિત્ત બ્રહ્માકાર બની રહે છે; સંપ્રજ્ઞાત સમાધિ-ચિત્તની વૃત્તિ એક જ વિષયને પકડી રહે તે.

**એષણા :** ઇચ્છા; આસક્તિ; તૃષ્ણા; રાગ; લોકૈષણા-લોકોમાં મારાં વખાણ જ થાય, નિંદા ન થાય

એવી ઇચ્છાવિશેષ; વિત્તૈષણા–ધનસંપત્તિ એકઠી કરવાની ઇચ્છાવિશેષ; પુત્રૈષણા–સ્ત્રી–પુત્ર વગેરે સંસારની તેમ જ શિષ્ય વગેરેની ઇચ્છાવિશેષ. આ પ્રકારે એષણાના ત્રણ પ્રકાર છે.

ઐહિક : આ લોક સંબંધી.

ઓમ્–ૐકાર : એ બ્રહ્મવાચક શબ્દ પોતે જ બ્રહ્મરૂપ છે; અક્ષરબ્રહ્મ; શબ્દબ્રહ્મ; એમાં અ, ઉ અને મ્ એ ત્રણ અક્ષર છે. 'અ' વિરાટ અને વિશ્વનું તથા વિષ્ણુનું વાચક છે, 'ઉ' હિરણ્યગર્ભ, તૈજસ અને બ્રહ્માનું વાચક છે અને 'મ્' એ ઈશ્વર તથા પ્રાજ્ઞ તેમ જ શંકરનું વાચક છે; પ્રણવ, બ્રહ્મનું પ્રતીક અને બ્રહ્મમયતા.

કરણ : સાધન; અસાધારણ કારણ.

કર્તવ્ય : કરવા યોગ્ય જ્ઞાનનું સાધન, ફરજ.

કર્મ : કાયિક, વાચિક, માનસિક ક્રિયા; એના બે પ્રકાર છે : વિહિત અને નિષિદ્ધ. તેમાં વિહિત કર્મના ચાર પ્રકાર છે : નિત્ય, નૈમિત્તિક, કામ્ય અને પ્રાયશ્ચિત્ત. વળી સંચિત, આગામી અને પ્રારબ્ધ–એ પ્રકારે ત્રણ ભેદ છે; તેમાં આગામીને ક્રિયમાણ કર્મ પણ કહે છે. તત્ત્વજ્ઞાનથી સંચિત કર્મ ભસ્મ થાય છે, આગામીનો સ્પર્શ

થતો નથી અને પ્રારબ્ધનો ભોગથી ક્ષય થાય છે. તે ઉપરાંત પાપ, પુણ્ય અને મિશ્રિત એ પ્રકારે પણ કર્મના ત્રણ ભેદ છે.

**કર્મેન્દ્રિય :** જેના વડે કર્મ થાય છે તે ઇંદ્રિય : વાણી, હાથ, પગ, ગુદા અને ઉપસ્થ—એ પાંચ કર્મેન્દ્રિયો છે.

**કષાય :** રાગદ્વેષાદિના સંસ્કાર; વિષયવાસના; તીવ્ર વાસના વડે અંતઃકરણની જડતા જેવી સ્થિતિ, શૂન્યતા; નિર્વિકલ્પ સમાધિમાં ચાર વિઘ્ન છે. તેમાંનું એક, જે ચિત્તને વિષયો તરફ વારંવાર આકર્ષણ કરે છે; (રાગ)

**કંઠમણિન્યાય :** ગળામાંનો હાર ગળામાં છે એ વાત ભૂલી જઈને તે ખોવાયો છે એમ માની, તે હાર શોધવા માણસ ફાંફાં મારે અને દુઃખી થાય; તેમ મોક્ષ સ્વતઃસિદ્ધ છે, છતાં તે વાત સમજાતી નથી અને મોક્ષ મેળવવા અનેક પ્રકારનાં આડાંઅવળાં ફાંફાં મારે તે. જ્યારે કોઈના કહેવાથી ગળા તરફ દૃષ્ટિ જાય છે (અરીસા વગેરે સાધન દ્વારા) ત્યારે નિત્ય-પ્રાપ્ત હાર મળ્યો એમ કહેવાય છે અને એ હાર મેળવવાનો બીજો કોઈ ઉપાય નથી; તેવી

જ રીતે સદ્‌ગુરુના ઉપદેશથી સત્શાસ્ત્ર દ્વારા જિજ્ઞાસુની વૃત્તિ આત્મા તરફ વળે છે ત્યારે જ તેને નિત્યપ્રાપ્ત મોક્ષસ્વરૂપ આત્માનો અનુભવ થાય છે અને શાંતિ લાભ કરે છે. મોક્ષ માટે આ સિવાય અન્ય કોઈ રસ્તો નથી.

**કામ** : રજોગુણના કાર્યરૂપ રાગ, ઇચ્છા, પ્રસિદ્ધ સંસ્તરના હેતુરૂપ ભોગેચ્છા.

**કામ્યકર્મ** : ફળના નિમિત્ત કરેલું કર્મ; સ્વર્ગાદિક સુખપ્રાપ્તિના કારણરૂપ કર્મ, જેવાં કે, અગ્નિહોત્ર. સોમયાગ વગેરે.

**કારણ** : જેના વડે કાર્ય ઉત્પન્ન થાય તે. આ કારણ બે પ્રકારનું છે: નિમિત્ત અને ઉપાદાન. જે કારણ કાર્યના સ્વરૂપમાં પ્રવેશેલું ન હોય અને કાર્ય ઉત્પન્ન થવામા સહાયરૂપ હોય તે નિમિત્ત કારણ છે. જેમ કે, ઘડાની ઉત્પત્તિમાં કુંભાર, દંડ, ચાકડો, ગધેડો વગેરે વાહન. આ બધાં નિમિત્ત કારણ છે; કારણ કે તેમની સહાય વડે ઘડો ઉત્પન્ન થાય છે; અને ઉપાદાનકારણ એટલે જે કારણ કાર્યના સ્વરૂપમાં પ્રવેશીને રહ્યું હોય અને કાર્યની ઉત્પત્તિ, સ્થિતિ અને લય જેમાં થાય તે તેનું ઉપાદાનકારણ કહે-

વાય છે, જેમ કે ઘટના વિષયમાં માટી ઘડાનું ઉપાદાનકારણ છે.

**કારણબ્રહ્મ :** માયાવિશિષ્ટ ચેતન, ઈશ્વર. 'जन्माद्यस्य यतः' એ સૂત્ર પ્રમાણે જગતના જન્માદિ જેનાથી થાય છે તે, અજ્ઞાત બ્રહ્મ.

**કારણશરીર :** સ્થૂલ-સૂક્ષ્મ શરીરોના કારણરૂપ જે અવિદ્યા છે તે.

**કાર્યઅવિદ્યા :** ૧. અનિત્યમાં નિત્ય બુદ્ધિ (જેમ કે અનિત્ય બ્રહ્મલોકાદિને નિત્ય માનવા). ૨. અશુચિમાં શુચિ બુદ્ધિ (જેમ કે-દેહાદિ અપવિત્રમાં પવિત્રપણું માનવું). ૩. દુઃખ અને તેનાં સાધનોમાં સુખપણાની બુદ્ધિ (જેમ કે સ્ત્રી, પુત્ર, માળા, ચંદન વગેરેમાં સુખબુદ્ધિ રાખવી). ૪. અનાત્મામાં આત્મબુદ્ધિ (જેમ કે દેહાદિ અનાત્મામાં આત્મબુદ્ધિ કરવી.

**કાર્યબ્રહ્મ :** માયાકૃત કાર્ય વિશિષ્ટ ચેતન.

**કાલ :** ભૂત, ભવિષ્ય અને વર્તમાનનો જેનાથી વ્યવહાર થાય છે તે.

**કાલપરિચ્છેદ :** 'प्रागभाव-प्रध्वंसाभावप्रतियोगित्वम्-कालपरिच्छेदत्वम्'। પ્રાગભાવ અને પ્રધ્વંસાભાવનું પ્રતિયોગીપણું એ જ કાલપરિચ્છેદ છે.

કાળથી ભેદ-વિભાગ થયા હોય તે; જેમ કે આજ, કાલ, મહિનો, વર્ષ, યુગ વગેરે.

**કીર્તનભક્તિ :** પોતાના ઇષ્ટદેવના મહિમાનું શ્રદ્ધા-ભક્તિપૂર્વક ગાન કરવું તે.

**કુટિચક :** વૃદ્ધાવસ્થામાં સંન્યાસ ગ્રહણ કરી પોતાના ઘરના એક ભાગમાં કે ગામ બહાર સ્થિતિ કરનારો સંન્યાસી. આ સંન્યાસમાં શિખા-સૂત્રનો ત્યાગ કરવામાં આવતો નથી. માત્ર ભગવાં લુગડાં ધારણ કરવામાં આવે છે. તે ત્રણ દંડ રાખે છે.

**કૂટસ્થ :** સ્થૂલ અને સૂક્ષ્મ દેહના અધિષ્ઠાનરૂપ નિર્વિકાર ચૈતન્ય; પ્રત્યગાત્મા; સાક્ષી; કૂટ=મિથ્યા—સ્થૂલ-સૂક્ષ્મ શરીરોમાં, જે નિર્વિકારરૂપે રહેલું ચૈતન્ય; અથવા કૂટ=સોનીની એરણ. અનેક પ્રકારના સોનાચાંદીના ઘાટ આ એરણ ઉપર ઘડાય છે, છતાં તે પોતે નિર્વિકાર રૂપથી રહે છે. તેમ અનેક પ્રકારનાં માયાકૃત સ્થૂલ-સૂક્ષ્મ દૃશ્યો આ કૂટ-નિર્વિકાર ચૈતન્ય આત્માનાં અધિષ્ઠાનત્વ ઉપર પ્રતીત થાય છે, છતાં પોતે નિર્મળ-નિર્વિકાર રૂપથી અચળ રહે છે, માટે આત્મા કૂટસ્થ છે.

**કૈવલ્ય :** કેવલ જ્ઞાનસ્વરૂપ બ્રહ્મભાવ; બ્રહ્મરૂપ થવું તે; મોક્ષ.

**કોશ :** આત્માનું આચ્છાદન કરનાર ઢાંકણ, પડદો. આ કોશ પાંચ છે : અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય. આ પાંચે કોશોથી આત્મા ઢંકાયો છે માટે જણાતો નથી. વ્યવહારમાં આ પાંચ કોશમાંથી કોઈ ને કોઈ કોશ સાથે આત્માનું તાદાત્મ્ય હોય જ છે અને તાદાત્મ્ય દ્વારા જ વ્યવહાર કરી શકે છે. તલવારના મ્યાનને પણ કોશ કહે છે; ધાન્યના ભંડારને પણ કોશ કહે છે.

**કૌશિકષટ્ક :** ત્વચા, માંસ, રુધિર, મેદ, મજ્જા અને અસ્થિ–આ છ કૌશિકષટ્ક છે.

**કૃતકૃત્ય :** કરવા યોગ્ય સઘળું, જેણે કરી લીધું છે તે પુરુષ, કર્તવ્યપણાની નિવૃત્તિ પામેલો પુરુષ. આત્મસાક્ષાત્કાર પામેલો પુરુષ.

**કૃતનાશ :** કરેલાં કર્મનો ફળભોગ વગર નાશ થવો તે. આ એક દોષ છે. જેઓ આત્માને અનિત્ય, નાશવાન માને છે તેમના મતે આ દોષ આવે છે. જેમ કે જો આત્મા નાશવાન હોય તો આ જન્મમાં કરેલાં કર્મ કોણ ભોગવશે? ફળભોગ

વગર નાશ પામે તો આ દોષ આવે છે અને કોઈનાં કર્મ કોઈને ફળ આપે એવો અન્યાય સંભવતો, તથી.

**ક્રમ મોક્ષ :** અહંગ્રહ ઉપાસના વડે બ્રહ્માના લોકમાં જઈ, ત્યાંનાં સુખ ભોગવી બ્રહ્માના મોક્ષની સાથે થનારો મોક્ષ.

**ક્રિયમાણ કર્મ :** વર્તમાન જન્મમાં જે કર્મ કરવામાં આવે છે તે.

**ક્રોધ :** અપકાર કરનાર પર, ચિત્તમાં પરિતાપ ઉપજાવનારી, વેર વાળવાની વૃત્તિ.

**ક્લેશ :** જીવના દુઃખનું કારણ. એ ક્લેશ પાંચ પ્રકારનો છે: અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ.

**ક્ષિપ્ત :** ચિત્તની પાંચ અવસ્થા છે, તેમાંની પહેલી અવસ્થા; રજોગુણના પરિણામરૂપ દૃઢ અનાત્મ વાસનાવાળું ચિત્ત ક્ષિપ્ત કહેવાય છે.

**ક્ષેત્ર :** પ્રકૃતિ, શરીર, જડ સમુદાય.

**ક્ષેત્રજ્ઞ :** જ્ઞાતા, બ્રહ્મ, જીવ.

**ખ્યાતિ :** સ્વપ્નના ઉપાદાનકારણ સંબંધી ભ્રમ અથવા મિથ્યા પ્રતીતિ; એના પાંચ ભેદ છે:

અસતખ્યાતિ, આત્મખ્યાતિ, અન્યથાખ્યાતિ, અખ્યાતિ અને અનિર્વચનીય ખ્યાતિ.

**ગુણ** : પ્રકૃતિના ધર્મ; એ ગુણ ત્રણ છે: સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ. બધો વ્યવહાર આ ત્રણ ગુણથી થાય છે. સત્ત્વથી જ્ઞાનપ્રકાશ મળે, રજોગુણથી પ્રવૃત્તિ થાય અને તમોગુણથી નિદ્રારૂપી આરામ મળે, જેથી શરીરમાં બીજે દિવસે તાજગી આવે. આમ ત્રણે ગુણ જીવનના ઉપયોગી અંગ છે. જરૂર છે તેના ઉપર કાબૂની, નહિ કે નાશની. નાશ સંભવતો નથી. ત્રણમાંથી એકાદ નાશ પામે તો જીવન ટકે નહિ,

**ગુણાધાન** : વસ્તુમાં ગુણો લાવવા. જેમ વસ્ત્રને રંગથી રંગવું.

**ગુરુ લક્ષણ** : શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, શાન્ત, દાન્ત.

**ગુરુ શરણ** : પ્રણામ, સેવા અને પ્રશ્ન.

**ગૌણાત્મા** : પુત્ર; પુત્રનો ગૌણાત્મા તરીકે સ્વીકાર થાય છે, કારણ કે પિતાનો તે વારસદાર છે. વળી પિતા પોતે જ પુત્રરૂપે જન્મે છે એ શાસ્ત્રવચનથી પણ પુત્ર ગૌણાત્મા છે.

**ગૌરવ** : એક તત્ત્વનો સ્વીકાર કરતાં ખુલાસો થતો

હોય ત્યાં વિના કારણ વધારે તત્ત્વો સ્વીકારવાં એ ગૌરવદોષ છે. એટલે જરૂરિયાતથી વધારે સ્વીકારવું તે. જરૂર સિવાય વધારે ખાવું, જરૂર સિવાય વધારે બોલવું અને જરૂર સિવાય વધારે લખવું, જરૂર સિવાય વધારે ચિંતન કરવું વગેરે બધું જ જરૂર સિવાયનું દોષરૂપ થાય છે. ગૌરવ દોષમાં આવી જાય છે.

**ગ્રંથિભેદ :** હૃદયગ્રંથિ એટલે ચિત્તમાંની ઇચ્છાને તોડવી તે; આત્મા ઇચ્છાદિ ધર્મરહિત. અસંગ અને ત્રણે કાળમાં એકરૂપ છે. એ પ્રકારનું જ્ઞાન એ જ ગ્રંથિભેદ કહેવાય છે.

**ઘટાકાશ :** પાણીથી ભરેલ ઘટ જેટલા આકાશને રોકે તે.

**ઘોર વૃત્તિ :** રજોગુણથી ઉત્પન્ન થયેલ તૃષ્ણા, સ્નેહ, રાગ, દ્વેષ, લોભાદિ વૃત્તિ ઘોર કહેવાય છે.

**ચક્રિકાદોષ :** કારણના કારણનો વિચાર કરતાં છ દોષ નડે છે, તેમાંનો એક દોષ. એકનો કર્તા બીજો, બીજાનો ત્રીજો અને ત્રીજાનો પહેલો, એ પ્રમાણે ચક્રની માફક ફર્યા કરે તે દોષ. કાંઈ નિર્ણય ન કરી શકાય.

**ચિત્–ચેતન–ચૈતન્ય :** જ્ઞાન, બ્રહ્મ. ઉપાધિથી

એના ચાર ભેદ છે: કૂટસ્થ, જીવ, ઈશ્વર અને બ્રહ્મ; અથવા પ્રમાતા ચેતન, પ્રમાણ ચેતન, પ્રમેય ચેતન અને પ્રમા ચેતન.

**ચિત્ત**: ચિંતન કરનારી અંતઃકરણની વૃત્તિ.

**ચિદાભાસ**: બુદ્ધિમાં ચેતનનો આભાસ; ચેતનના ધર્મથી રહિત હોઈને ચેતન જેવું ભાસે તે; (જીવ,) પ્રમાતા, અહંકાર વગેરે તેનાં નામ છે.

**ચોદના**: ચોદના–વિધિ, ક્રિયાપ્રવર્તક વચન, પ્રવર્તક, આદેશ.

**ચૌદ ભુવન**: બ્રહ્માંડ, જેમાં ભૂલોક, ભુવર્લોક, સ્વર્લોક, જનલોક, મહર્લોક, તપલોક અને બ્રહ્મલોક આને કેટલાક સત્યલોક પણ કહે છે, એ ઉપરનાં સાત ભુવન છે; અને અતલ, વિતલ સુતલ, રસાતલ, તલાતલ, મહાતલ અને પાતાલ આ સાતેય પાતાલ તરીકે ઓળખાય છે, આ સાત નીચેનાં ભુવન છે. બધાં મળી ચૌદ ભુવન થાય છે.

**જગત**: નામરૂપાત્મક માયાનો અનિર્વચનીય પ્રવાહ, પ્રપંચ.

**જરાયુજ**: ચાર પ્રકારનાં પ્રાણી છે. તેમાં જે ઓરથી વીંટાયેલ અવસ્થામાં ઉત્પન્ન થાય છે

તે પ્રાણીઓ; જેમ કે મનુષ્ય, પશુ વગેરે.

**જલાકાશ :** જલ ભરેલા ઘડામાં આકાશનું જે પ્રતિબિંબ પડે છે તે.

**જલ્પવાદ :** બીજાના પક્ષના દોષ બતાવવા અને પોતાના પક્ષનું પ્રતિપાદન કરવા માટે જે વાદ થાય છે તે; પોતાનો પક્ષ સ્થાપન કરવાનો દુરાગ્રહ.

**જહતીલક્ષણા :** ત્રણ લક્ષણામાંની એક; જેમાં વાચ્ય અર્થનો સંપૂર્ણ ત્યાગ કરી, તેના સંબંધમાં રહેલો બીજો અર્થ ગ્રહણ કરવામાં આવે છે તે; જેમ કે ગંગામાં ગામ છે, ત્યાં ગંગા નદીના પ્રવાહનો ત્યાગ કરી ગંગાનો કાંઠો એવો અર્થ લેવામાં આવે છે.

**જહતી-અજહતી લક્ષણા અથવા ભાગત્યાગ લક્ષણા :** ત્રણ લક્ષણામાંની એક, જેમાં પદના વાચ્યાર્થનો સંપૂર્ણ ત્યાગ નહિ કરતાં માત્ર એક ભાગ જે વિરોધી હોય તેનો જ ત્યાગ કરી અને વાચ્યના અવિરોધી ભાગનું ગ્રહણ કરવું તે, જેમ કે, તે. આ દેવદત્ત છે, એમાં 'તે'પણું અને 'આ'પણું વિરુદ્ધ છે. તેથી તે અને આનો ત્યાગ કરીને માત્ર દેવદત્તના શરીરનું

ગ્રહણ કરવામાં આવે છે અને એ રીતે 'તે'-પણામાં રહેલ દેવદત્ત અને 'આ'પણામાં રહેલ દેવદત્ત એક જ છે એવું જ્ઞાન થાય છે. તે જ પ્રમાણે જીવ અને બ્રહ્મની એકતાનું બોધક વાક્ય 'तत्त्वमसि' છે, તેમાં तत् પદ અને त्वं પદના વાચ્ય અર્થ એકબીજાથી વિરુદ્ધ જાય છે. એથી વિરુદ્ધ અર્થની એકતા સંભવે નહિ. આ અસંભવતા લક્ષણા તરફ દોરે છે. તેથી तत्पदના વાચ્ય અર્થમાં રહેલો વિરોધી ભાગ તજીને એટલે કે तत्पद વાચ્ય ઈશ્વરના સ્વરૂપમાં રહેલ માયા અને માયાકાર્ય સર્વજ્ઞ, સર્વશક્તિ વગેરે ગુણોનો ત્યાગ કરી, त्वम्‌પદના વાચ્ય અર્થમાં રહેલ વિરોધી ભાગ જે અલ્પજ્ઞ, અલ્પશક્તિ વગેરેનો ત્યાગ કરી માત્ર 'જ્ઞ' ચૈતન્ય બંનેમાં-જીવ અને ઈશ્વરમાં સમાન રૂપથી રહેલ છે. આ રીતે આ લક્ષણા સિદ્ધાંત જાણવામાં ઉપયોગી છે.

જાગ્રદવસ્થા : અંતઃકરણની ત્રણ અવસ્થામાંની એક, જેમાં જીવ, ઇંદ્રિયો દ્વારા બહારનો પદાર્થોનો અનુભવ કરે છે; ચૌદ ત્રિપુટી દ્વારા જે અવસ્થામાં વ્યવહાર થાય છે તે.

**જિજ્ઞાસુ** : ચાર પ્રકારના મનુષ્યો કહેવાય છે. તેમાં જેઓ ઉત્તમ સંસ્કારે કરી સત્ શાસ્ત્રનું શ્રવણ કરી જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવતા હોય તે 'જિજ્ઞાસુ' કહેવાય છે. પામર, વિષયી, જિજ્ઞાસુ અને મુક્ત એમ ચાર પ્રકારના મનુષ્યો છે. ઉત્તરોત્તર વધારે સારો મનુષ્ય કહેવાય છે.

**જીવ** : બુદ્ધિમાં પડેલું ચેતનનું પ્રતિબિંબ; ચિદાભાસ, ચૈતન્ય અધિષ્ઠાન, તેમાં કલ્પિત બુદ્ધિ અને તેમાં પડેલી ચૈતન્યની છાયા–આભાસ; આ ત્રણ મળીને જીવ કહેવાય છે. ઉપાધિના ભેદથી એ વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ કહેવાય છે; અથવા અજ્ઞાનમાં પડેલું ચૈતન્યનું પ્રતિબિંબ; અથવા એકજીવવાદીના મતમાં સઘળો પ્રપંચ આ અજ્ઞાન ઉપહિત આત્મારૂપ જીવની કલ્પના છે; પારમાર્થિક, વ્યાવહારિક અને પ્રાતિભાસિક એમ પણ કેટલાક જીવના ભેદ પાડે છે.

**જીવકૃત દ્વૈત** : મનથી કલ્પાયેલું જગત, સ્ત્રીપુત્રાદિક. જેમકે ઈશ્વરરચિત સ્ત્રી એક છે છતાં તે સ્ત્રીને જોવાવાળા તેના સંબંધીઓ રૂપ પ્રતિયોગીઓની માનસિક સ્ત્રી જુદી જુદી હોય છે. તે સ્ત્રી તેના પિતાની પુત્રી છે, ભાઈની બહેન,

પતિની પત્ની, પુત્રની મા વગેરે. અહીં પુત્રી, બહેન, પત્ની અને મા વગેરે આકાર જીવકૃત દ્વૈત કહેવાય છે. એ ઈશ્વરે બનાવેલ નથી, પરંતુ વ્યક્તિના સંબંધમાંથી મનોમય ઉત્પન્ન થાય છે. આ જીવકૃત દ્વૈત બે પ્રકારનું છે: શાસ્ત્રીય અને અશાસ્ત્રીય. અશાસ્ત્રીય જીવકૃત દ્વૈત કામ, ક્રોધ, લોભ વગેરે રાજસ્ અને તામસ્ ગુણોવાળી માનસિક વૃત્તિઓ છે; અને ગુરુ, શાસ્ત્ર-શાસ્ત્રવિચાર વગેરે શાસ્ત્રીય જીવકૃત દ્વૈત છે. માણસે કલ્યાણ માટે અશાસ્ત્રીયનો સદંતર ત્યાગ કરવો જોઈએ અને શાસ્ત્રીયનો તત્ત્વજ્ઞાન થતાં સુધી-આત્મસાક્ષાત્કાર થતાં પર્યંત સ્વીકાર કરી, તે પછી તેનો ત્યાગ કરવાનો છે (પંચદશી). આ જીવકૃત દ્વૈત જ માણસને બંધનકર્તા છે. ઈશ્વરકૃત દ્વૈત સુખ-દુઃખ આપતું નહિ હોવાથી અને મોક્ષના સાધનરૂપ હોવાથી મુક્તિનો હેતુ છે, અતઃ सर्वस्य जीवस्य बन्धकृत् मानसं जगत् ॥

**જીવન્મુક્તિ**: શરીર સહિત પુરુષને સંસારબંધનની ભ્રાંતિનો અભાવ; અજ્ઞાનની નિવૃત્તિ, દેહાદિ મિથ્યા છે એમ સમજી સંસારમાં રહ્યા છતાં બ્રહ્મસ્વરૂપે સ્થિતિ.

કેટલાક કહે છે કે, આ જીવન્મુક્તિ માત્ર અર્થવાદ છે, કારણ કે જ્ઞાન સમકાલ મોક્ષનો સિદ્ધાંત છે. વળી જ્ઞાનીને શરીર કે પ્રારબ્ધકર્મ રહી શકતાં નથી; કારણ કે જ્ઞાની એટલે આત્મા. આત્મા નિત્યમુક્ત છે, તેણે કદી કર્મ કર્યું નથી, તેથી તેને પ્રારબ્ધ નથી અને પ્રારબ્ધ નહિ હોવાથી શરીર પણ નથી. વળી આ સમગ્ર પ્રપંચ સ્વપ્ન જેવો છે. એટલે સ્વપ્નની પેઠે તત્ત્વજ્ઞાનીનો પ્રપંચ પણ વિલય પામતો હોવાથી માત્ર આત્મા નિત્યમુક્ત છે એ ભાન સિવાય મુક્તિના ભાગ સંભવે નહિ. વળી તત્ત્વમસિ વાક્યમાં વર્તમાનકાળ બતાવ્યો છે, જો શરીર ગયા પછી મોક્ષ, કવલ્ય મળવાનું હોત તો 'तत्त्वं भविष्यसि–તે તું થઈશ' એવું વાક્ય આવત; તેથી પણ એમ લાગે છે કે જીવન્મુક્તિ અર્થવાદ છે.

**જ્ઞાતવ્ય :** જાણવા યોગ્ય, જ્ઞાનનો વિષય (બ્રહ્મ અને આત્માની એકતા)

**જ્ઞાન :** જીવ અને બ્રહ્મ ભિન્ન નથી પણ એક છે એમ જાણવું અને તે પ્રમાણે વર્તવું તે; બ્રહ્મ અને આત્માનું એકત્વ અનુભવવું તે. પરોક્ષ અને અપરોક્ષ એવા (સા) જ્ઞાનના બે પ્રકાર

સ. સા.

છે. તેમાં 'બ્રહ્મ છે' એવું જ્ઞાન પરોક્ષ જ્ઞાન છે. આવું પરોક્ષજ્ઞાન થતાં જિજ્ઞાસુ સંપૂર્ણ પાપમાંથી મુક્ત બને છે, કારણ કે તેને પરમાત્માની સર્વત્ર હાજરી છે એવું જ્ઞાન રહે છે. તેથી તેનાથી કોઈ પાપ થઈ શકતું નથી. અપરોક્ષ જ્ઞાન : ઉપર જણાવેલ પરમાત્માનું પરોક્ષજ્ઞાન થયા પછી તે 'પરમાત્મા હું છું' એવો આત્માથી અભિન્ન અનુભવ થવો તે. તેને સાક્ષાત્કાર પણ કહે છે. આ અપરોક્ષજ્ઞાન પણ બે પ્રકારનું કહેવાય છે : દૃઢ અપરોક્ષજ્ઞાન અને અદૃઢ અપરોક્ષજ્ઞાન. દૃઢ અપરોક્ષજ્ઞાન, સંશય-વિપર્યય રહિત પોતાના સ્વરૂપમાં નિષ્ઠા તે. અને સંશય-વિપર્યય સહિત ગુરુ-શાસ્ત્ર દ્વારા શ્રવણ કરવાથી, 'तत्त्वमसि' વાક્યનો વિચાર કરવાથી જે જ્ઞાન થાય છે તે. વળી ન્યાયમાં પ્રમાજ્ઞાન અથવા યથાર્થજ્ઞાન અને સ્મૃતિજ્ઞાન એવા પ્રકાર છે. તે ઉપરાંત ભ્રાંતિજ્ઞાન પણ છે. સ્મૃતિજ્ઞાન પણ બે પ્રકારનાં છે: એક યથાર્થ સ્મૃતિજ્ઞાન અને બીજું અયથાર્થ સ્મૃતિજ્ઞાન.

**જ્ઞાનસાધન** : શ્રવણ, મનન, નિદિધ્યાસન, તત્પદ અને ત્વંપદનું શોધન, મનોનાશ, વાસનાક્ષય.

**જ્ઞાનાધ્યાસ :** જેવો પદાર્થ હોય તેવું જ્ઞાન ન થતાં, બીજા પ્રકારનું કલ્પિત જ્ઞાન થવું તે; જેમ ભ્રાંતિ વખતે દોરડીના જ્ઞાનને બદલે સર્પનું જ્ઞાન થવું તે.

**જ્ઞાનાત્મા :** બુદ્ધિ.

**જ્ઞાનેન્દ્રિય :** જે ઇંદ્રિયો વડે પદાર્થનું જ્ઞાન થાય તે. શ્રોત્ર, ત્વચા, નેત્ર, જીભ અને નાસિકા એ પાંચ જ્ઞાનેન્દ્રિય છે.

**તટસ્થ લક્ષણ :** જે લક્ષણ પોતાના લક્ષ્યમાં કાયમ ન રહેતું હોય પણ ક્યારેક રહેતું હોય તે. જેમ કે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો જે હેતુ છે તે બ્રહ્મ છે.

**તત્ત્વ :** શુદ્ધ, અખંડ, સચ્ચિદાનંદસ્વરૂપ. સાંખ્યનાં તત્ત્વ પચીસ છે, તેમાં પુરુષ અને પ્રકૃતિ મુખ્ય છે; જગતના મૂળભૂત પદાર્થને 'તત્ત્વ' કહે છે.

**તત્પદ :** બ્રહ્મ, ઈશ્વર.

**તત્ત્વજ્ઞાન :** આ સંસાર માયામય છે અને આત્મા ચૈતન્યસ્વરૂપ છે એમ જાણવું તે.

**તનુમાનસા :** મનને બ્રહ્મમાં રોકી, તેના સ્થૂલભાવની

નિવૃત્તિ કરી, સૂક્ષ્મ કરવું તે. જ્ઞાનની ત્રીજી ભૂમિકા.

**તપ** : દેવ, દ્વિજ, ગુરુ આદિની પૂજાથી માંડી શરીર, વાણી, મન થકી અમુક નિયમ લઈ કષ્ટ કરવું તે. યોગનાં આઠ અંગમાંના 'નિયમ'નો એક પ્રકાર. મનની એકાગ્રતા એ ઉત્તમ તપ છે.

**તમોગુણ** : પ્રકૃતિના ત્રણ ગુણમાંનો એક; અજ્ઞાન, આળસ, નિદ્રા, પ્રમાદ એ એનાં લક્ષણ છે.

**તર્કશાસ્ત્ર** : ન્યાય અને વૈશેષિક દર્શન તર્કશાસ્ત્ર કહેવાય છે. આ બંને દર્શનના પ્રણેતા અનુક્રમે ગૌતમ અને કણાદ ઋષિ છે.

**તાત્પર્ય** : વક્તાની ઇચ્છાનું જ્ઞાન. વક્તાની ઇચ્છા જાણ્યા વિના શબ્દનો ખરો અર્થ સમજાય નહિ. સૈંધવના મીઠું અને ઘોડો એવા બે અર્થ થાય છે. મુસાફરીએ નીકળતી વખતે કહેવામાં આવે: 'સૈંધવ લાવ' અહીં સૈંધવનો અર્થ ઘોડો જ કરવો જોઈએ, મીઠું નહિ; અને જમતી વખતે 'સૈંધવ લાવ' એમ કહેવામાં આવે ત્યારે વક્તાની ઇચ્છા 'મીઠું લાવ' એમ કહેવાની છે તેથી મીઠું જ લાવવું જોઈએ, ઘોડો નહિ.

**તાદાત્મ્ય :** એકતા, ઐક્ય, અભેદ, ચાર પ્રકારનાં સંબંધોમાંનો એક સંબંધ. સંયોગ, સમવાય તાદાત્મ્ય સંબંધ અને આધ્યાત્મિક સંબંધ. બે મૂર્ત વસ્તુનો સંબંધ તે સંયોગ સંબંધ. જેમ કે, ઘડો અને પૃથ્વીનો સંબંધ. સમવાય સંબંધ નિત્ય સંબંધને કહે છે. જેમ કે તંતુ અને પટનો સંબંધ. તાદાત્મ્ય સંબંધ: એકતાને કહે છે, જેમ કે અગ્નિ અને લોખંડના ગોળાનો સંબંધ. અગ્નિ અને ગોળો એકરૂપતાને પ્રાપ્ત થઈ જાય છે, પરંતુ તેમાં બે વસ્તુ હોય છે: એક અગ્નિ અને બીજો ગોળો. જ્યારે આધ્યાત્મિક સંબંધમાં એક વસ્તુ કલ્પિત હોય છે અને એક વાસ્તવિક હોય છે. વળી તાદાત્મ્ય ત્રણ પ્રકારનું છે: સહજ, કર્મજ અને ભ્રાંતિજન્ય. ચિદાભાસ સાથે અહંકારનું તાદાત્મ્ય સહજ છે. દેહની સાથે કર્મજ છે અને આત્માની સાથે ભ્રાંતિજન્ય છે.

**તાપત્રય :** ત્રણ પ્રકારનાં દુઃખ—આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક—શરીરની અંદર અને માનસિક. જે ગડગૂમડ, તાવ, હાડકાનું ભાંગવું વગેરે શારીરિક આધ્યાત્મિક દુઃખ છે. કામ, ક્રોધ, લોભ, ચિંતા, ઉદ્વેગ વગેરે માનસિક

આધ્યાત્મિક દુઃખ છે. શરીરનો આશ્રય કરીને રહેલું દુઃખ, પોતાથી ભિન્ન હોય પણ દેખાય નહિ એવા નિમિત્તથી પ્રાપ્ત થતું દુઃખ આધિદૈવિક છે. જેમ કે અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વગેરે; અને શરીરથી ભિન્ન અને જોઈ શકાય એવાં કારણોથી પ્રાપ્ત થતું દુઃખ આધિભૌતિક છે. જેમ કે ચોર, સાપ, લડાઈ વગેરેથી પ્રાપ્ત થતું દુઃખ.

**તિતિક્ષા :** દુઃખો મટાડવાનો ઉપાય કર્યા વિના અને ચિંતા તથા ખેદરહિત સર્વ દુઃખો સહન કરવાનું (બળ.) અનુબંધ ચતુષ્ટયમાંના એક ષટ્‌સંપત્તિમાંની એક સંપત્તિ. 'सहनं सर्वदुःखानां अप्रतिकारपूर्वकं मुमुक्षोरुत्तमो धर्मः ।' કોઈ પણ પ્રકારના પ્રતિકાર વિના સર્વ દુઃખોને સહન કરવાં એ મુમુક્ષુનો ઉત્તમ ધર્મ છે.

**તિર્યક્ :** પશુ, પક્ષી, કીટ, પતંગ આદિ.

**ત્રિપુટી :** જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય વગેરે ત્રણ ત્રણનાં જોડકાં.

**તુરીયાવસ્થા :** તુરીય પદ, જ્ઞાનની સાત ભૂમિકામાંની છેલ્લી ભૂમિકા—સાતમી ભૂમિકા; જ્યારે જ્ઞાની સર્વદા તન્મય થઈ વૃત્તિ માત્રના સ્ફુરણરહિત થઈ નિર્વિકલ્પમાં જ રહે, બ્રહ્મપદ, મોક્ષ.

તુલા અવિદ્યા : ઇદમાવચ્છિન્ન ચૈતન્યને આવરણ કરનાર અવિદ્યા; જે ઘટાદિ ઉપાધિવાળા ચૈતન્યને ઢાંકે તે અવિદ્યા.

તૈજસ : વ્યષ્ટિ સૂક્ષ્મ શરીર અને સ્વપ્ન અવસ્થાનો અભિમાની તેજોમય વૃત્તિવાળો જીવ.

ત્વંપદ : સાક્ષીલક્ષણવાળું જ્ઞાન, આત્મા, જીવ.

દમ : ષટ્‌સંપત્તિમાંની એક; કર્મેંદ્રિયો તથા જ્ઞાનેંદ્રિયોને તેમના વિષયોમાંથી પાછી વાળી પોતપોતાના ગોલકમા સ્થિર કરવી તે. બાહ્ય ઇંદ્રિયોનું દમન અથવા નિગ્રહ.

દર્શન : તત્ત્વવિચારના માર્ગો–પદ્ધતિઓ અથવા મત. ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, મીમાંસા અને વેદાન્ત એ છ દર્શન છે.

દાસ્યભક્તિ : પોતાના ઇષ્ટદેવની પ્રસન્ન મનથી કપટરહિત નિષ્કામ સેવા કરવી તે.

દુઃખહેતુ : પાપ, તાપ, દૈન્ય (દીનતા).

દૃશ્ય : દૃષ્ટિનો જે વિષય હોય તે; આકાર, રંગવાળો સ્થૂલ પદાર્થ, જગત.

દૃષ્ટિ–સૃષ્ટિ–વાદ : દૃષ્ટિ એટલે અવિદ્યાની વૃત્તિરૂપ જ્ઞાન; અજ્ઞાન એ જ સૃષ્ટિ અથવા જ્ઞાન સમયે

સૃષ્ટિ અથવા જેવી દૃષ્ટિ-જ્ઞાન, તેવી સૃષ્ટિ. આ વાદમાં દૃષ્ટિથી સ્વતંત્ર પદાર્થનું અસ્તિત્વ સ્વીકારાતું નથી, તેથી જ્ઞાનાનુસારી જ્ઞેય કહેવાય છે. સૃષ્ટિ-દૃષ્ટિવાદમાં જ્ઞેયાનુસારી જ્ઞાન એટલે જેવું જ્ઞેય-પદાર્થ હોય તેવુ જ્ઞાન છે. દૃષ્ટિ-સૃષ્ટિવાદ એ વેદાંતનો ઊંચો સિદ્ધાંત છે. આમાં સર્વ પ્રપંચનો સુષુપ્તિમાં લય થાય છે.

**દેવયાન :** સૂર્યપ્રાણમાં (સૂર્યનાડીમાં પ્રાણ ચાલતો હોય) દેહોત્સર્ગ થવાથી સૂર્યમાં ગતિ થાય તે માર્ગ. ઉપાસકોને માટે ઊર્ધ્વલોકમાં જવાનો માર્ગ; અર્ચિમાર્ગ; એ માર્ગે જવાથી માણસ બ્રહ્મલોકમાં જાય છે અને ત્યાં બ્રહ્માની સાથે અમુક વખત રહી, ત્યાંના ભોગ ભોગવી બ્રહ્માજીની સાથે મુક્ત થાય છે. પણ ભોગની ઇચ્છાવાળો હોય તો મનુષ્યલોકમાં પવિત્ર અને શ્રીસંપન્ન માતાપિતાને ત્યાં અવતરે છે અથવા યોગીના કુળમાં જન્મ લે છે.

**દેશ :** સાકાર વસ્તુઓને અવકાશ આપનાર અને જેના સદ્‌ભાવ વડે વસ્તુઓની પરસ્પરની દિશાઓનો વ્યવહાર થાય છે તે.

**દેશપરિચ્છેદ :** સ્થળથી ભેદ, વિભાગ થાય તે.

'अत्यन्ताभावप्रतियोगित्वम् देशपरिच्छेदत्वम्।' અત્યંતાભાવનું જે પ્રતિયોગી છે તે દેશપરિચ્છેદવાળું હોય છે.

**દેહ**: દેહ ચાર છે: સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ. દેહની અવસ્થા છ છે. તેમાં (૧) શિશુ-એક વર્ષના દેહનો સમય. (૨) કૌમાર-પાંચ વર્ષ સુધીના દેહનો સમય. (૩) પૌગંડ-છ થી દસ વર્ષ સુધીના દેહનો સમય. (૪) કિશોર-૧૧ થી ૧૫ વર્ષ સુધીના દેહનો સમય. (૫) યૌવન-૧૬ થી ૪૦ વર્ષ સુધીના દેહનો સમય. (૬) જરા-ચાલીસ વર્ષ ઉપરનો સમય, ક્ષેત્ર કહેવાય છે.

**દેહી**: દેહમાં રહીને તેનો નિયામક સાક્ષી છે તે, આત્મા.

**દૈવીસંપત્**: ઉચ્ચ વાસના, સાત્ત્વિક વૃત્તિ.

**દોષ**: (પાપ) જગતનો કર્તા કોણ છે, તે સંબંધી વિચાર કરવામાં છ દોષ એટલે વિરુદ્ધતા નડે છે તે. એ દોષ છ છે: આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચક્રિકા, અનવસ્થા, વિનિગમના, વિરહ અને પ્રાગલોપ. બીજા ત્રણ દોષ છે: મલદોષ, વિક્ષેપદોષ અને આવરણદોષ.

**દોષાપનયન :** વસ્તુમાંથી દોષોને દૂર કરવા. જેવી રીતે મલિન વસ્ત્રને ધોઈ ને શુદ્ધ કરવામાં આવે છે.

**દ્રવ્ય :** (ન્યાય મતમાં) જે વસ્તુ કોઈ ગુણ કે ક્રિયાના આશ્રયરૂપ હોય તેનું નામ દ્રવ્ય. આ દ્રવ્ય નવ છે: પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, કાલ, દિશા, મન અને આત્મા. આ નવમાં આકાશથી આત્મા પર્યંતનાં દ્રવ્યો નિત્ય છે અને પૃથ્વી, જલ, તેજ અને વાયુ આ ચાર દ્રવ્યો કાર્યરૂપથી અનિત્ય છે અને કારણ પરમાણુરૂપથી નિત્ય છે. આવો ન્યાયનો અભિપ્રાય છે.

**દ્રષ્ટા :** જોનાર; આત્મા.

**દ્વૈત :** ભેદ; જગત. આત્માથી ભિન્ન સર્વ કાંઈ દ્વૈત શબ્દથી કહેવાય છે. ઈશ્વરકૃત, જીવકૃત; શાસ્ત્રીય અને અશાસ્ત્રીય; તીવ્ર અને મંદ.

**દ્વૈતવાદ :** જીવ અને બ્રહ્મનો પારમાર્થિક ભેદ માનવો તે મત. મધ્વાચાર્ય આ પ્રમાણેનો મત આપે છે કે, જીવ કદી બ્રહ્મરૂપ થઈ શકે જ નહિ.

**ધર્મ :** સકામ અથવા નિષ્કામ જે પુણ્ય, તે.

**ધાતુ :** ધાતુ સાત છે : ખાધેલા અન્નના સૂક્ષ્મ (પુણ્ય-પાપ), મધ્યમ (અન્નનો સાર) તથા સ્થૂળ

(મળ) એવા ભેદથી ત્રણ પ્રકારના વિભાગ થાય છે, તેમાંથી જે મધ્યમ વિભાગ છે, તે (૧) રસ, (૨) રુધિર, (૩) માંસ, (૪) મેદ-શ્વેતમાંસ, ચરબી, (૫) અસ્થિ, (૬) મજ્જા-અસ્થિમાં રહેલો ચીકણો પદાર્થ અને (૭) રેત-વીર્ય.

**ધારણા**: યોગનાં આઠ અંગોમાંનું એક; ચિત્તની વૃત્તિને કોઈ સ્થળે બાંધી દઈ ભાવના કરવી તે ધારણા. ચિત્તને એકાગ્ર કરવા માટે સ્થળનો દઢ નિશ્ચય તે ધારણા.

**ધૂમમાર્ગ**: જ્ઞાનરૂપ જ્યોતિથી નહિ પણ, ધૂમરૂપ યજ્ઞાદિથી પ્રાપ્ત થયેલો ફરીને જન્મ આપવાવાળો પિતૃલોકમાં જવાનો માર્ગ. પિતૃયાન, યજ્ઞાદિ કર્મના અનુષ્ઠાન દ્વારા સ્વર્ગાદિની પ્રાપ્તિનો માર્ગ.

**ધ્યાન**: નિરંતર ધ્યેયાકાર ચિત્તની વૃત્તિ; ધારણા બાંધેલા પોતાના ધ્યેયમાં ચિત્તનું સાતત્ય; ધારણામાં ધારેલી વસ્તુનું જ ભાન થયા કરે, જ્ઞેય ચૈતન્ય અને જ્ઞાતા ચૈતન્ય ઉભય એકાકારે સ્ફુરે તે ધ્યાન, ઉપાસના, ભક્તિ.

**નરકદ્વાર**: કામ, ક્રોધ અને લોભ.

**નાડી**: શરીરની અંદરની મોટી રગો. એ દશ છે: ઇડા, પિંગલા, સુષુમ્ણા, ગાંધારી, હસ્તિજિહ્વા, પૂષા, પયસ્વિની, લકુહા, અલંબુષા અને શંખિની.

**નિગમન**: જુઓ પંચાવયવ.

**નિગ્રહ**: (ન્યાય) પરાજયનું કારણ, સંયમ, ઇંદ્રિયો અને મનને પોતાના વિષયમાંથી પાછા વાળી આત્મામાં સ્થિર રાખવા તે.

**નિજાનંદ**: પોતાના સ્વરૂપનો આનંદ; બ્રહ્માનંદનો અનુભવ.

**નિત્ય**: ત્રણે કાળમાં રહેનારું; ઉત્પત્તિ તથા નાશરહિત; અવિનાશી; ત્રિકાલાબાધ્ય.

**નિત્યકર્મ**: જે ન કરવાથી જરૂર પ્રત્યવાય લાગે તે કર્મ. (જેમ કે, સ્નાન, જપ, હોમ, દેવપૂજન, આતિથ્ય અને વૈશ્વદેવ એ છ નિત્યકર્મ છે.)

**નિત્યપ્રલય**: નિત્ય ક્ષણે ક્ષણે મનુષ્યાદિ પ્રાણીઓનો જે નાશ થાય છે તે અથવા જીવોને નિત્ય જે સુષુપ્તિ થાય છે તે.

**નિદિધ્યાસન**: બ્રહ્મમાં ચિત્તની એકાકાર વૃત્તિ; સજાતીય પ્રત્યયનો પ્રવાહ અને વિજાતીય

પ્રત્યયનો તિરસ્કાર, નિરંતર ચિંતન, આત્મ-ધ્યાન; સુરતાભક્તિ; ધ્યાન રાખવું.

**નિમિત્તકારણ**: કાર્યમાં જેનો પ્રવેશ નથી પણ કાર્યથી ભિન્ન રહીને જે કાર્યને ઉત્પન્ન થવામાં હેતુ હોય તે. કર્તા; જેમ ઘડાનું નિમિત્તકારણ કુંભાર છે.

**નિયમ**: (યોગ) આઠ અંગમાંનું એક; શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન–એ પાંચ નિયમ કહેવાય છે.

**નિરંજન**: અવિદ્યાના આવરણથી રહિત, અવિદ્યા કાર્ય પ્રપંચના લેશથી રહિત શુદ્ધ ચૈતન્ય.

**નિરોધ**: ચિત્તની પાંચ ભૂમિકા છે, તેમાંની છેલ્લી ભૂમિકા. સમાધિકાળે જ્ઞાનીની સર્વ વૃત્તિઓ બ્રહ્માકાર માત્ર જ હોય છે તે અવસ્થા. અત્યંત એકાગ્રતા.

**નિર્ગુણ ઉપાસના**: શુદ્ધ બ્રહ્મની ઉપાસના.

**નિર્વાણ**: મોક્ષ, કૈવલ્યસ્થિતિ, સ્વરૂપસ્થિતિ, આત્મ-સિદ્ધિ, પરમાર્થપ્રાપ્તિ.

**નિર્વિકલ્પ**: સંશય, વિપર્યયથી રહિત, કલ્પના-રહિત, નિર્ગુણ.

**નિર્વિકલ્પસમાધિ :** ત્રણે કાળને વિષે અદ્વૈત વિલાસની દૃઢ ભાવનાનો આનંદ; જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય એ ત્રિપુટીના ભાનરહિત, અખંડ, બ્રહ્માકાર ચિત્તની સ્થિતિ; અસંપ્રજ્ઞાત સમાધિ.

**નિર્વિશેષ :** કોઈ પણ વિશેષણથી રહિત સ્વરૂપ; નામ, રૂપ, જાતિ, ગુણ, ક્રિયા આદિ વિશેષ ભાવોથી રહિત.

**નિવૃત્તિ :** બહારના વિક્ષેપનો નાશ; બાધ; નાશ; પ્રવૃત્તિનો અભાવ.

**નિષિદ્ધકર્મ :** શ્રુતિ, સ્મૃતિ વગેરે વેદશાસ્ત્રોમાં જે કર્મ કરવાનો નિષેધ કર્યો છે; તે કર્મ. (જેમ કે, બ્રહ્મહત્યા, સુરાપાન વગેરે)

**નિષ્કલ :** અવયવ અથવા અંશથી રહિત.

**નિષ્કામકર્મ :** ફળની ઇચ્છાથી રહિત કરવામાં આવેલ કર્મ; અથવા જે કર્મના ફળને ભગવાનને અર્પણ કરવામાં આવ્યાં છે તેવાં કર્મ.

**નિષ્પ્રપંચ :** અવિદ્યાના કાર્યરૂપ, ભૂત, ભૌતિક સઘળા પ્રપંચરૂપ વિકારથી રહિત શુદ્ધ બ્રહ્મ.

**નિઃશ્રેયસ્ :** પ્રપંચરૂપ–સંસારરૂપ અનર્થની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ; મોક્ષ; કૈવલ્યપ્રાપ્તિ.

**નૈષ્કર્મ્ય** : કર્મનો ત્યાગ; સર્વસંન્યાસરૂપ મોક્ષદશા.

**નૈષ્કર્મ્યસિદ્ધિ** : બ્રહ્મસંબંધી વિચારથી ઉત્પન્ન થયેલું જ્ઞાન; આ નામનો શ્રીમત્ સુરેશ્વરાચાર્યે રચેલો ગ્રંથ પણ છે. તેમાં ચાર પરિચ્છેદ છે. પહેલામાં કર્મનું ખંડન છે, બીજામાં તત્ પદનું, ત્રીજામાં ત્વમ્ પદનું અને ચોથામાં અસિ પદનું નિરૂપણ કરવામાં આવ્યું છે. કહેવાય છે કે આ ગ્રંથ ભગવાન શ્રી શંકરાચાર્યની આજ્ઞાથી તેમણે લખ્યો છે

**નૈમિત્તિકકર્મ** : કોઈ નિમિત્ત પ્રાપ્ત થવાથી જે કર્મ કરવામાં આવે તે (જેમ કે, શ્રાદ્ધ વગેરે)

**નૈમિત્તિકપ્રલય** : બ્રહ્માનો દિવસ થવાથી ત્રણ લોકનો જે નાશ થાય છે તે.

**પક્ષ** : (ન્યાય) જે જગ્યાએ સાધ્યની સિદ્ધિ કરવાની છે તે જગ્યા. જેમ કે, પર્વત અગ્નિવાળો છે. અહીં અગ્નિ સાધ્ય છે અને સાધ્યરૂપ અગ્નિ પર્વતમાં સિદ્ધ કરવાનો છે તેથી પર્વત પક્ષ કહેવાય છે.

**પંચક્લેશ** : જીવના પાંચ ક્લેશ અથવા દુઃખ; અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ.

**પંચકર્મેન્દ્રિય :** જે વડે કર્મ થાય તે પાંચ કર્મેન્દ્રિય : વાણી, હાથ, પગ, ગુદા અને ઉપસ્થ.

**પંચકોશ :** આત્મા ઉપરનું ઢાંકણુ–આવરણ. અન્નમયકોશ, પ્રાણમયકોશ, મનોમયકોશ, વિજ્ઞાનમયકોશ અને આનંદમયકોશ. એ પાંચ પ્રકારના કોશ છે. અન્નથી જ ઉત્પન્ન થયેલ અને અન્નથી જ પુષ્ટ થયેલ આખરે અન્નમય પૃથ્વીમાં મળી જનાર સ્થૂલ શરીર અન્નમયકોશ છે. પાંચ પ્રાણ અને પાંચ કર્મેન્દ્રિયો મળીને પ્રાણમયકોશ બને છે. પાંચ જ્ઞાનેન્દ્રિય અને મન મળી મનોમયકોશ થાય છે. પાંચ જ્ઞાનેન્દ્રિય અને બુદ્ધિ મળી વિજ્ઞાનમયકોશ કહેવાય છે અને પ્રિય, મોદ અને પ્રમોદ એવી સુખાત્મક અવિદ્યાની વૃત્તિઓથી બનતો આનંદ-મયકોશ છે.

**પંચજ્ઞાનેન્દ્રિય :** જે વડે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોવાળા પદાર્થોનું જ્ઞાન થાય છે તે ઇંદ્રિયો. શ્રોત્ર, ત્વચા, નેત્ર, જિહ્વા અને ઘ્રાણ. આ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે. તે પાંચે ઇંદ્રિયો બહિર્મુખ હોવાથી બહાર પોતાના વિષયોને જ ગ્રહણ કરે છે; પરંતુ

ઉદાન અને સમાન. આ પાંચ મુખ્ય પ્રાણ છે. અને નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય આ પાંચ ઉપપ્રાણ છે. ભિન્ન ભિન્ન કાર્યો કરતા હોવાથી એક જ પ્રાણ તે તે કાર્ય અનુસાર ભિન્ન ભિન્ન નામ ધારણ કરે છે.

**પંચભૂમિકા** : ચિત્તની પાંચ અવસ્થા–ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરુદ્ધ. ઉત્તરોત્તર ભૂમિકા ચઢિયાતી કહેવાય છે. જિજ્ઞાસુ જેમ જેમ અભ્યાસમાં આગળ વધતો જાય છે તેમ તેમ તેની ઉપરના ક્રમ અનુસાર ભૂમિકા આવતી જાય છે.

**પંચમહાભૂત** : આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વી એ પાંચ મહાભૂત છે.

**પંચયમ** : યોગનાં આઠ અંગમાંનું એક. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. આ પાંચ યમ છે. અધ્યાત્મ જીવનના પાયારૂપ છે. આ પાયામાં જેટલી કચાશ તેટલી અધ્યાત્મ-જીવનના આનંદની પ્રાપ્તિમાં કચાશ રહે છે.

**પંચાવયવ** : (ન્યાય) અનુમાન પ્રમાણના પાંચ અવયવ છે. પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન. જેમ કે, પર્વત ઉપર અગ્નિ છે (પ્રતિજ્ઞા); કેમ કે ત્યાં ધૂમ છે (હેતુ). જેમ કે, રસોડામાં

(ઉદાહરણ). અહીં પણ એમ જ છે (ઉપનય). તેથી એ પણ તેવું જ છે (નિગમન).

**પંચીકરણ** : આકાશાદિ પંચભૂતોના એકેકના પાંચ ભાગ કરી તે પચીસ ભાગનું અમુક પ્રમાણમાં મિશ્રણ કરવું તે. પાંચે ભૂતોનું પંચભૂતાત્મક કરવું તે પંચીકરણ.

**પંચીકૃત** : પંચીકરણની રીતે થયેલું સ્થૂલ, સૂક્ષ્મ; ભૂતોનું પંચીકરણ કરવાથી સ્થૂલતાને પ્રાપ્ત થાય છે.

**પદાર્થ** : (ન્યાય) દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ, એ સાત પદાર્થ છે.

**પદાર્થાભાવની** . બ્રહ્મ વિના બીજા કોઈ પણ પદાર્થની પોતાની મેળે પ્રતીતિ ન થાય એવી ચિત્તની અવસ્થા; જ્ઞાનની છઠ્ઠી ભૂમિકા.

**પર** : સૂક્ષ્મ; શ્રેષ્ઠ; ઉત્કૃષ્ટ.

**પરમહંસ** : જનોઈ તથા શિખાનો ત્યાગ કરી તથા એક દંડ રાખી માત્ર વેદાન્તનાં શ્રવણાદિ માટે જેણે સંન્યાસ ગ્રહણ કરેલો છે એવો.

**પરમાણુ** : જાળીમાંથી પ્રવેશતા સૂર્યપ્રકાશમાં જે ઝીણા રજકણો ઊડતા દેખાય છે તે ત્રસરેણુ કહેવાય છે. તેનો છઠ્ઠો ભાગ પરમાણુ છે.

**પરમાત્મા** : પરબ્રહ્મ.

**પરંપદ** : મોક્ષ.

**પરાક્દૃષ્ટિ** : ઇંદ્રિયોની બહિર્મુખવૃત્તિ.

**પરાપ્રકૃતિ** : ઉત્તમ પ્રકૃતિ; જીવ; ક્ષેત્રજ્ઞ.

**પરામર્શ** : વિચાર; નિર્ણય; જ્ઞાન.

**પરિગ્રહ** : ગ્રહણ કરેલાં પદાર્થ, સ્ત્રી, પુત્ર, વૈભવ ઇત્યાદિ; મમતાવાળો પદાર્થ, માલ, મિલકત.

**પરિચ્છેદ** : અંત, હદ, મર્યાદા, ભેદ. આ પરિચ્છેદ ત્રણ પ્રકારના છે : દેશ પરિચ્છેદ, કાલપરિચ્છેદ અને વસ્તુપરિચ્છેદ દેશથી થયેલા ભેદને દેશ-પરિચ્છેદ કહે છે અને વસ્તુથી થયેલા ભેદને વસ્તુપરિચ્છેદ કહે છે.

**પરિણામ** : વસ્તુ પોતાનું રૂપ તજી અન્ય રૂપે થાય તે; ઉપાદાનકારણના સમાન સ્વભાવવાળું અન્યથા સ્વરૂપ; જેમ દૂધનું દહીં.

**પરિણામવાદ** : સૃષ્ટિની ઉત્પત્તિ સંબંધી ત્રણ વાદ છે તેમાનો એક. જેમ દૂધ દહીંના આકારે પરિણામ પામે છે–વિકાર પામે છે, તેમ ત્રિગુણાત્મક પ્રકૃતિના સ્વાભાવિક પરિણામ એટલે વિકારથી જગતની ઉત્પત્તિ થાય છે, એમ માનવું

તે મત. એ મત સાંખ્યદર્શનવાળાનો છે.

**પરીક્ષા :** કોઈ વસ્તુના લક્ષણની યથાર્થતા-અયથાર્થતાની તપાસ કરવી તે. લક્ષણ બરાબર છે કે નહિ તે વિષેનો વિચાર.

**પરોક્ષજ્ઞાન :** પ્રત્યક્ષ નહિ એવું; બ્રહ્મ છે એમ જાણવું તે પરોક્ષજ્ઞાન કહેવાય છે. આ જ્ઞાન અશ્રદ્ધારૂપી પ્રતિબંધની નિવૃત્તિ થતાં સદ્‌ગુરુ અને સત્‌શાસ્ત્રનાં વચન શ્રવણ કરવાથી ઉત્પન્ન થાય છે.

**પાદસેવનભક્તિ :** પોતાના ઇષ્ટદેવ અથવા તેમની પ્રતિમાનાં ચરણકમળની શ્રદ્ધાની પ્રીતિથી સેવા કરવી તે.

**પાપ :** શાસ્ત્રનિષિદ્ધ કર્મ.

**પામર :** ચાર પ્રકારનાં મનુષ્ય છે : પામર, વિષયી, જિજ્ઞાસુ અને મુક્ત. જેઓ શાસ્ત્રસંસ્કારરહિત અને નિષિદ્ધ તથા વિહિત ભોગો વિષે આસક્ત હોય તે પામર કહેવાય છે.

**પારમાર્થિક જીવ :** કૂટસ્થ ચેતન.

**પારમાર્થિક સત્તા :** જેનો ત્રણે કાળમાં બાધ થાય નહિ તેની સત્ય અથવા પારમાર્થિક સત્તા

કહેવાય છે. કલ્પિત નહિ પણ સત્ય સત્તા.

**પાશ** : બંધ, દયા, શંકા, ભય, લજ્જા, નિંદા, કુળ, શીલ અને ધન—એ આઠ પાશ, બંધ છે.

**પિતૃયાન** : ફરીને જ્યાંથી જન્મ થાય છે એવા પિતૃલોકમાં જવાનો માર્ગ. આને ધૂમમાર્ગ પણ કહે છે.

**પુત્રૈષણા** : સ્ત્રી–પુત્રની વાસના.

**પુરુષ** : આત્મા, ઈશ્વર, જીવ.

**પુરુષાર્થ** : પુરુષને અર્થે જીવવું તે. ચાર પ્રકારનાં સુખ મેળવવાનાં સાધન. મનનું સુખ ધર્મથી પ્રાપ્ત થાય છે, શરીરનું સુખ અર્થ(ધન)થી પ્રાપ્ત થાય છે, પ્રાણનું સુખ વિષયભોગ(કામ)થી પ્રાપ્ત થાય છે અને આત્માનું સુખ મોક્ષથી પ્રાપ્ત થાય છે. એટલે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ છે. તેમાં પહેલા ત્રણ અભ્યુદય માટે છે અને છેલ્લો શ્રેય–કલ્યાણને માટે છે. પહેલા ત્રણને પ્રેય પણ કહે છે.

**પૂજાપાત્ર** : પૂજાને યોગ્ય. બ્રહ્મનિષ્ઠ, મુમુક્ષુ, હરિદાસ અને સ્વધર્મનિષ્ઠ એ ચાર. અથવા અવસ્થાવૃદ્ધ, જાતિવૃદ્ધ, આશ્રમવૃદ્ધ, વિદ્યાવૃદ્ધ, ધર્મવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ એ છ પ્રકારના વૃદ્ધ.

**પ્રકૃતિ** : ત્રણ ગુણની સામ્યાવસ્થા; સત્ત્વ, રજ અને તમ એ ત્રિગુણાત્મક જે સમાન અવસ્થારૂપ જડ તે. જગતનું મૂળ કારણ; માયા; અવ્યક્ત, પરા અને અપરા તથા સત્ત્વપ્રધાના અને તમપ્રધાના એવા એના ભેદ છે. સત્ત્વપ્રધાનાના શુદ્ધસત્ત્વા અને મલિનસત્ત્વા એવા ભેદ છે. શુદ્ધસત્ત્વા તે માયા અને મલિનસત્ત્વા તે અવિદ્યા. સાંખ્યમત પ્રમાણે પાંચ તન્માત્રા, મહત્તત્ત્વ, અહંકાર અને અવ્યક્ત એ આઠ પ્રકૃતિનાં છ લક્ષણો છે : (૧) પૂર્વકર્મના સંસ્કાર પ્રમાણે જે સ્વભાવનું બંધારણ તે પ્રકૃતિ. (૨) બીજા તત્ત્વનું જે ઉપાદાનપણું તે પ્રકૃતિત્વ. (૩) (સાંખ્યમતમાં) જે ઉત્પત્તિરહિત હોઈને બીજા(તત્ત્વ)ની જનક હોય તે મૂળ પ્રકૃતિ કહેવાય છે. (૪) કાર્યરૂપે જે વિકાર પામે છે તે પ્રકૃતિ કહેવાય છે. (૫) સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ગુણોની સામ્યાવસ્થા તે પ્રકૃતિ અથવા (૬) જગતના મૂળ કારણરૂપ અજ્ઞાન તે પ્રકૃતિ. પ્રકૃતિના પ્રકાર આઠ છે : (૧) પૃથ્વી, (૨) જળ, (૩) અગ્નિ, (૪) વાયુ, (૫) આકાશ, (૬) મન (સમષ્ટિ મનરૂપ અહંકાર), (૭) બુદ્ધિ (સમષ્ટિ બુદ્ધિરૂપ મહત્તત્ત્વ) અને (૮)

અહંકાર (મહત્તત્ત્વથી શુદ્ધ અહંકારના કારણ અજ્ઞાનરૂપ મૂળ પ્રકૃતિ).

**પ્રકૃતિ–વિકૃતિ :** (સાંખ્યમત પ્રમાણે) મહત્તત્ત્વ, અહંકાર અને શબ્દાદિ પાંચ તન્માત્રાઓ એ સાત પ્રકૃતિ–વિકૃતિ કહેવાય છે; કેમ કે તે અનુક્રમે પોતાની પછીનાનાં કારણો હોવાથી પ્રકૃતિરૂપ છે અને પોતાની પૂર્વનાનાં કાર્ય હોવાથી વિકૃતિરૂપ છે. જેમ કે–મહત્તત્ત્વ અહંકારની પ્રકૃતિ કહેવાય; પણ અજ્ઞાનનું કાર્ય હોવાથી વિકૃતિ કહેવાય. અહંકાર એ શબ્દાદિ તન્માત્રાઓનું કારણ હોવાથી પ્રકૃતિ કહેવાય; પણ મહત્તત્ત્વનું કાર્ય હોવાથી વિકૃતિ કહેવાય. પંચતન્માત્રાઓ શબ્દાદિ વિષયોનું કારણ હોવાથી પ્રકૃતિ કહેવાય અને અહંકારનું કાર્ય હોવાથી વિકૃતિ.

**પ્રક્રિયા ગ્રંથ :** સ્વમતનું સ્થાપન કરનારા ગ્રંથ તે પ્રક્રિયા ગ્રંથ કહેવાય છે. જેમ કે વેદાંતમતનું સ્થાપન કરનારા ગ્રંથ પંચીકરણ, વિચારચંદ્રોદય, વિચારસાગર, પંચદશી, વેદાંતસાર વગેરે ગ્રંથો પ્રક્રિયા ગ્રંથ છે.

**પ્રજ્ઞા :** બુદ્ધિ. સ્થિતપ્રજ્ઞ અને અસ્થિરપ્રજ્ઞ.

**પ્રજ્ઞાન :** બુદ્ધિવાળું ચૈતન્ય.

**પ્રતિજ્ઞા :** (ન્યાય) પંચાવયવમાંનો પ્રથમ અવયવ; સાધ્ય ધર્મથી વિશિષ્ટ એવા ધર્મનું પ્રતિપાદન કરનારા શબ્દ. જેમ પર્વત અગ્નિમાન છે.

**પ્રતિપત્તિ :** જ્ઞાન.

**પ્રતિબંધ :** જ્ઞાનમાં રોકાણ કરનાર સાધન. ભૂત, વર્તમાન અને ભવિષ્ય એવા પ્રતિબંધના ત્રણ પ્રકાર છે. શ્રવણ, મનન વખતે સર્વ જડ વસ્તુઓનો અનુભવ રહે છે તે ભૂત-પ્રતિબંધ અથવા પહેલાં જોયેલા, સાંભળેલા, અનુભવેલા પદાર્થો, પ્રસંગે વારંવાર યાદ આવવા અથવા પહેલાંના પદાર્થોમાં સંગ-આસક્તિ-પ્રીતિ રહી જવી તે ભૂતપ્રતિબંધ છે. પાપકર્મોથી થયેલાં કાર્યો વૃદ્ધિ પામે તે; આ વર્તમાન પ્રતિબંધ પણ ચાર પ્રકારનો છે: બુદ્ધિની મંદતા, કુતર્ક, વિપર્યયમાં દુરાગ્રહ અને વિષયાસક્તિ. મનનથી બુદ્ધિ તીક્ષ્ણ થાય છે. શ્રદ્ધાથી કુતર્ક હણાય છે. નિદિધ્યાસનથી વિપર્યયમાં દુરાગ્રહ હઠી જાય છે અને વૈરાગ્યથી વિષયોમાં આસક્તિ રહેતી નથી. કોઈ એક પુરુષમાં દયા, પ્રીતિ, આદિ ઉત્પન્ન કરવાવાળા પ્રારબ્ધશેષ તે આગામી-

ભવિષ્ય પ્રતિબંધ–ભાવિ પ્રતિબંધ છે અથવા એકથી વધારે જન્મ આપનાર પ્રારબ્ધશેષ. જેમ કે જડભરતને ત્રણ જન્મનું હતું અને વામદેવને બે જન્મનું હતું. આ પ્રારબ્ધ જેને પ્રતિબંધરૂપે હોય છે તેને આત્મસાક્ષાત્કાર થતો નથી. પરંતુ છેલ્લા જન્મમાં પ્રતિબંધનો ક્ષય થતાં, આગળ કરેલ શ્રવણ, મનન, નિદિધ્યાસનરૂપ સાધન ફળ આપવા સમર્થ થાય છે, તેથી આખરી જન્મમાં વગર સાધન કર્યે તેને તત્ત્વજ્ઞાન થાય છે અને તેથી કેવલ્યપ્રાપ્તિ થાય છે.

**પ્રતિબિંબવાદ**: અજ્ઞાનમાં ચેતનનું પ્રતિબિંબ તે જીવ અને બિંબ તે ઈશ્વર છે. એવું માનનાર મતવિશેષ.

**પ્રતિયોગી**: (ન્યાય) જેનો અભાવ કહ્યો હોય તે, જેમ ઘટાભાવનો પ્રતિયોગી ઘટ છે.

**પ્રત્યક્ષ પ્રમા**: ઇંદ્રિયોનો પોતપોતાના વિષય સાથે સંબંધ થવાથી જે જ્ઞાન થાય છે તે. આ પ્રત્યક્ષ પ્રમા તે તે પ્રત્યક્ષપ્રમાણના ભેદથી ચાક્ષુષ પ્રમા, શ્રોત્રજ પ્રમા, ત્વાચ પ્રમા, રાસન પ્રમા અને ઘ્રાણજ પ્રમા તેમ જ માનસપ્રત્યક્ષ

પ્રમા, એમ છ પ્રકારની છે.

**પ્રત્યક્ષ પ્રમાણ :** છ પ્રમાણમાંનું એક; પ્રત્યક્ષ પ્રમાનું કરણ ( સાધન ) જે નેત્રાદિ ઇંદ્રિયો છે તે પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય છે. આ પ્રત્યક્ષ પ્રમાણ શ્રોત્ર, ચક્ષુ, જિહ્વા, ત્વચા અને ઘ્રાણ તથા મન એવા ભેદથી છ પ્રકારનું છે.

**પ્રત્યગ્દૃષ્ટિ :** ઇંદ્રિયોની અંતર્મુખ વૃત્તિ.

**પ્રત્યગાત્મા :** અંતરાત્મા, સાક્ષી, કૂટસ્થ; પ્રત્યક્=અંતર; આત્મા=ચૈતન્ય. શરીરની અંદર રહીને સર્વનો પ્રકાશ કરનાર ચૈતન્ય.

**પ્રત્યાહાર :** યોગનાં આઠ અંગમાંનું એક. વિષયોથી સઘળી ઇંદ્રિયોનો નિરોધ; સર્વ ઇંદ્રિયોને અંતર્મુખ કરવી તે. જેમ કે :

यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

જેમ કાચબો પોતાનાં અંગોને પોતે સમેટી લે છે, એવી રીતે આ પુરુષ જ્યારે પોતાની બધી ઇંદ્રિયો બધી તરફથી ઇંદ્રિયોના વિષયોમાંથી સમેટી લે છે ત્યારે એની બુદ્ધિ સ્થિર થાય છે, આ પ્રત્યાહાર છે. ( ગીતા ૨-૫૮ )

**પ્રધાન :** પ્રકૃતિ. પ્રધાન એક છે તથા ઉત્પત્તિથી રહિત છે. માટે તે કોઈની વિકૃતિ ( કાર્ય ) નથી.

**પ્રધ્વંસાભાવ :** (ન્યાય) ચાર પ્રકારના અભાવમાંનો એક : નાશ થયા પછી જે અભાવ થાય છે તે. ઉત્પન્ન થયેલા કાર્યનો પોતાના કારણ વિષે જે અભાવ એટલે નાશ તે. જેમ ઘડો ભાંગી જતાં તેના ઠીકરાંમાં જે ઘટનો અભાવ રહે છે તે; નાશ. આ પ્રધ્વંસાભાવ સાદિ અને અનંત છે.

**પ્રપંચ :** જગત; સંસાર, ભૂત, ભૌતિક સમગ્ર પદાર્થસમૂહ; જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ તથા સ્થૂલ, સૂક્ષ્મ અને કારણરૂપ સઘળો ઇદંતાવાળો પદાર્થસમૂહ. દૃશ્યત્વ, જડત્વ, પરિચ્છિન્નત્વ અને ચૈતન્યથી ભિન્નપણું એ પ્રપંચ(જગત)નું સામાન્ય લક્ષણ છે. તેના બે પ્રકાર–૧. બાહ્ય પ્રપંચ અને ૨. આંતર પ્રપંચ અથવા સ્થૂલ પ્રપંચ, સૂક્ષ્મ પ્રપંચ અને કારણ પ્રપંચ.

**પ્રમા :** યથાર્થ જ્ઞાન; યથાર્થ અનુભવ; પ્રમાણ દ્વારા ઉત્પન્ન થતું જ્ઞાન. આને પ્રમિતિ ચેતન પણ કહે છે.

**પ્રમાણ :** યથાર્થ અનુભવરૂપ જ્ઞાનનું જે સાધન તે

પ્રમાણ. આ પ્રમાણ છ છે: પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અનુપલબ્ધિ અને અર્થાપત્તિ.

**પ્રમાણચેતન**: અંતઃકરણની વૃત્તિ ઇંદ્રિયો દ્વારા નીકળીને પદાર્થ પર્યંત ગઈ હોય ત્યાં તે વૃત્તિએ પદાર્થ સુધી જતાં જેટલું ચેતન રોકેલું હોય તે.

**પ્રમાણગતઅસંભાવના**: (જુઓ સંશય).

**પ્રમાતા**: ઉપરનાં છ પ્રમાણો વડે પદાર્થોને જાણનાર જીવ; અંતઃકરણવિશિષ્ટ ચેતન; સાધિષ્ઠાન અંતઃકરણમાં પડતું ચિદાત્માનું પ્રતિબિંબ, જ્ઞાતા, કર્તા, ભોક્તા વગેરે.

**પ્રમાતાચેતન**: અંતઃકરણે જેટલાં ચેતનને રોકેલું હોય તેટલું ચેતન.

**પ્રમેય**: પ્રમાણ વડે જાણવા યોગ્ય પદાર્થ. પ્રમાણનો વિષય હોય તે.

**પ્રમેયગતઅસંભાવના**: (જુઓ સંશય).

**પ્રમેયચેતન**: ઘટાદિ વિષયોએ જેટલું ચેતન રોકેલુ હોય તે.

**પ્રમોદ**: આનંદમય કોશની ત્રણ વૃત્તિમાંની એક; ઇષ્ટ વસ્તુના ભોગથી જે સુખ થાય તે.

**પ્રયોજન** : બધાં જ શાસ્ત્રોના ચાર અનુબંધ હોય છે. તેમાંનો ત્રીજો અનુબંધ. અજ્ઞાન સહિત જન્મ આદિ સર્વ અનર્થની નિવૃત્તિ અને પરમાનંદરૂપ પરમાત્માની પ્રાપ્તિરૂપ મોક્ષ.

**પ્રશાંત** : રાગદ્વેષાદિ વિકારોથી રહિત.

**પ્રસ્થાનત્રય** : ઉપદેશના ત્રણ ઉપાય ઉપનિષદ, બ્રહ્મસૂત્ર અને ગીતા એ ત્રણ પ્રસ્થાન કહેવાય છે. વલ્લભાચાર્ય પ્રસ્થાનચતુષ્ટય માને છે. તે ઉપરના ત્રણમાં શ્રીમદ્ ભાગવતને પ્રસ્થાન તરીકે ઉમેરે છે.

**પ્રાકૃતપ્રલય** : બ્રહ્માનું આયુષ્ય પૂરું થયે પ્રકૃતિનાં સર્વ કાર્યો પ્રકૃતિમાં લય પામે છે તે. પ્રાકૃતપ્રલયને મહાપ્રલય પણ કહે છે.

**પ્રાગભાવ** : ( ન્યાય ) ચાર અભાવમાંનો એક. ઉત્પત્તિના પહેલાં, કારણમાં કાર્યનો અભાવ તે; જેમ માટીમાં ઘટનો, તંતુમાં પટનો વગેરે. આ અભાવ અનાદિ અને સાંત છે.

**પ્રાગ્લોપ** : ( ન્યાય ) છ દોષમાંનો એક; પાછળનાં કારણોનો અભાવ, એ દોષ છે.

**પ્રાજ્ઞ** : સુષુપ્તિ અવસ્થાનો અને કારણશરીરનો

અભિમાની જીવ. સર્વજ્ઞ હોવાથી પ્રાજ્ઞ કહેવાય છે. 'एष सर्वज्ञ' આ માંડૂક્ય શ્રુતિમાં એ પ્રમાણે કહ્યું છે.

**પ્રાણાયામ :** યોગનાં આઠ અંગમાંનું એક; પૂરક, કુંભક અને રેચક એવા તેના ત્રણ પ્રકાર છે. પ્રાણનિરોધનો ઉપાય.

**પ્રાણમય કોશ :** પાંચ કોશમાંનો એક; પંચ પ્રાણ અને પાંચ કર્મેંદ્રિય મળીને પ્રાણમયકોશ થાય છે.

**પ્રાતિભાસિક જીવ :** સાભાસ અંતઃકરણરૂપ વ્યાવહારિક જીવમાં અધ્યસ્ત સ્વપ્નકાળનો જીવ.

**પ્રાતિભાસિક સત્તા :** પદાર્થોનું પ્રતીતિમાત્ર સ્વરૂપ હોવું; પ્રતીતિના સમયે જ પદાર્થની સત્તાનો અનુભવ થાય તે, આગળ-પાછળ નહિ. મિથ્યા હોવાપણું-કલ્પિત અવસ્થા. જેમ કે દોરીમાં સર્પની પ્રતીતિ, ઠૂંઠામાં ચોરની, મરુભૂમિમાં પાણીની અને સ્વપ્નપ્રપંચ. આ બધા પ્રાતિભાસિક સત્તાવાળા છે. કેટલાક માને છે કે, આ જાગ્રત પ્રપંચ પણ અધિષ્ઠાન ચૈતન્યમાં અધ્યસ્ત છે અને ભ્રાંતિથી પ્રતીત થાય છે. ચૈતન્યનો વિવર્ત છે તેથી પ્રાતિભાસિક સત્તાવાળો છે.

આ મતમાં બે જ સત્તાનો સ્વીકાર છે, પારમાર્થિક અને પ્રાતિભાસિક.

**પ્રાપ્તવ્ય** : પ્રાપ્ત કરવા યોગ્ય, જ્ઞાનનું ફળ મોક્ષ.

**પ્રાયશ્ચિત્ત કર્મ** : પાપનો ક્ષય માત્ર કરે એવું કર્મ. (જેમ કે કૃચ્છ્રચાંદ્રાયણ આદિ કર્મ) (પ્રાયશ્ચિત : પ્રાયઃ તપ અને ચિત્ત-નિશ્ચય એટલે કે નિશ્ચય યુક્ત જે તપ તે પ્રાયશ્ચિત કહેવાય.)

**પ્રારબ્ધકર્મ** : પૂર્વે કરેલાં કર્મોમાંથી જે કર્મ ફળભોગ આપવાને માટે પ્રવૃત્ત થયું હોય અને શરીરના બંધારણનો હેતુ હોય તે પ્રારબ્ધકર્મ. આ પ્રારબ્ધકર્મ ત્રણ પ્રકારનાં છે : ઇચ્છા, અનિચ્છા અને પરેચ્છા. સ્વયં ઇચ્છા થવાથી સુખદુઃખ ફળનો હેતુ થાય તે ઇચ્છાપ્રારબ્ધ. આ પ્રારબ્ધ અજ્ઞાનીને હોય છે. પોતાની કે પારકાની કોઈની ઇચ્છા ન હોય તોપણ પ્રવૃત્ત કરી સુખદુઃખ ભોગવાવે તે. અને પરેચ્છા-પ્રારબ્ધ-બીજાની ઇચ્છાથી પ્રવૃત્ત થઈને સુખ-દુઃખ ભોગવવાં પડે છે તે. છેલ્લાં બે જ્ઞાનીને હોય છે.

**પ્રિય** : અસ્તિ, ભાતિ અને પ્રિયરૂપ બ્રહ્મના ત્રણ

અંશમાંનો એક, કે જે પ્રિય આનંદરૂપ છે તે.

પ્રિયવૃત્તિ : આનંદમયકોશની ત્રણ વૃત્તિમાંની એક. ઇષ્ટ વસ્તુના દર્શનથી ઉત્પન્ન થતી આનંદની વૃત્તિ.

પ્રૌઢિવાદ : ( ન્યાય ) પ્રતિવાદીનું કહેવું માનીને પણ સ્વમતમાં દોષનો પરિહાર કરવો તે, અથવા સિદ્ધાંતનું પ્રતિપાદન કરવું તે; વિરુદ્ધ વાતનો પણ સ્વીકાર કરી સ્વમતનું સ્થાપન કરવું તે.

ફલ : ષટ્ લિંગમાંનું એક. ગ્રંથના શ્રવણથી તથા તેમાં કહેલી રીતે યત્ન કરવાથી જે પ્રયોજન સિદ્ધ થાય તે.

ફલચૈતન્ય : ચિદાભાસ.

ફલવ્યાપ્તિ : ચિદાભાસનો વિષય; ચિદાભાસ પદાર્થને પ્રકાશે તે; વ્યાપ્યતા. જ્યારે અંતઃકરણની વૃત્તિ પદાર્થાકાર થાય છે ત્યારે તે વૃત્તિ પદાર્થાવચ્છિન્ન ચૈતન્ય ઉપરનું આવરણ હટાવે છે અને વૃત્તિમાં રહેલ ચિદાભાસ નામરૂપનો પ્રકાશ કરે છે. આ ચિદાભાસ વડે નામરૂપનો પ્રકાશ થવો તે ફલવ્યાપ્તિ.

ફલાભિસંધિ : ફળનો સંબંધ; ફળની ઇચ્છા.
સ. સા.

**બહૂદક** : ઘણા પાણીમાં સ્નાન કરનાર–શરીરમાં સામર્થ્ય હોવાથી જે સંન્યાસી ઘણા તીર્થોમાં ભ્રમણ કરે તે. તેનો વેષ પણ કુટિચકના જેવો હોય છે. તે પણ ત્રણ દંડ રાખે છે.

**બંધ** : ૧. દૃશ્ય સંબંધ સત્યરૂપે જણાતો હોય તે બંધ. ૨. અજ્ઞાન અને તેના કાર્યરૂપ જગતની સાથે આત્માનો સંબંધ તે બંધ. ૩. વર્ણાશ્રમનાં ધર્મકર્મ કરવાનો સંકલ્પ તે બંધ. ૪. અણિમાદિ આઠ પ્રકારનાં ઐશ્વર્યની આશા વડે સિદ્ધ એવો સંકલ્પ તે બંધ. ૫. નિયમાદિ અષ્ટાંગયોગનો સંકલ્પ તે બંધ. ૬. કેવળ મોક્ષની અપેક્ષાથી સંકલ્પ કરવો તે બંધ. અને ૭. સંકલ્પ માત્રની ઉત્પત્તિ તે બંધ.

**બાધ** : ત્રૈકાલિક નિષેધ; મિથ્યા જાણવું તે.

साक्षात्कृते त्वधिष्ठाने समनन्तरनिश्चितिः ।
अध्यस्यमानं नास्तीति बाध इत्युच्यते बुधैः ॥

અધિષ્ઠાનતત્ત્વનો સાક્ષાત્કાર થતાં જ 'અધ્યસ્ત વસ્તુ કાંઈ છે જ નહિ' આવો જે નિશ્ચય થવો તેને તત્ત્વજ્ઞાની પુરુષો બાધ કહે છે. જેમ કે દોરડીનું જ્ઞાન થતાં જ સર્વને એ નિશ્ચય થાય છે કે સર્પ છે જ નહિ. આ

સર્પનો બાધ થયો કહેવાય. તેવી જ રીતે સિદ્ધાંતમાં અધિષ્ઠાનતત્ત્વનું યથાર્થ જ્ઞાન થતાં જ ભૂત-ભૌતિક સમસ્ત પ્રપંચ છે જ નહિ એવું જે જ્ઞાન થવું તેનું નામ બાધ.

**બાધસામાનાધિકરણ્ય** : બે એકતાવાળા પદાર્થોમાંથી એકનો બાધ કર્યાથી જે એકતા થાય તે; જે વસ્તુનો બાધ થઈ જેની સાથે અભેદ થાય તે વસ્તુનું તેની સાથે બાધસામાનાધિકરણ્ય કહેવાય. જેમ કે જીવ અને બ્રહ્મની એકતામાં જીવના જીવપણાનો બાધ કરી અધિષ્ઠાન સાક્ષી કૂટસ્થ સાથે એકતા કરવી તેમાં જીવનું બ્રહ્મ સાથે બાધસામાનાધિકરણ્ય કહેવાય. તેવી રીતે પ્રતિબિંબનું મુખ સાથે અને ઝાડના ઠૂંઠાનું પુરુષ સાથે. વગેરે જગ્યાએ સમજવું.

**બાહ્યપ્રપંચ** : પંચભૂતોથી ઉત્પન્ન થયેલું બ્રહ્માંડ, ચૌદ ભુવન અને તેમાંના ચાર પ્રકારનાં પ્રાણીમાત્ર એ સર્વ મળીને બાહ્યપ્રપંચ કહેવાય છે.

**બુદ્ધિ** : અંતઃકરણની ચાર વૃત્તિમાંની એક જે સાર-અસાર સ્વરૂપનો નિશ્ચય કરવાવાળી છે તે.

**બુદ્ધિવૃત્તિ** : જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ.

**બ્રહ્મ** : જે સત્ય, જ્ઞાન અને આનંદસ્વરૂપ, વ્યાપક શુદ્ધચૈતન્ય અથવા પરમ તત્ત્વ છે તે. ત્રણ પ્રકારની ઉપાધિથી એ વિરાટ હિરણ્યગર્ભ અને ઈશ્વર થાય છે. અથવા નામરૂપાત્મક સઘળા જગત આકારે પરિણામ પામતી માયાનું અધિષ્ઠાન તે બ્રહ્મ.

**બ્રહ્મચર્ય** : વીર્યરક્ષા.

**બ્રહ્મદર્શન** : આત્મસાક્ષાત્કાર.

> यत्रेमे सदसद्रूपे प्रतिषिद्धे स्वसंविदा ।
> अविद्ययात्मनिकृते इति तद्ब्रह्मदर्शनम् ॥

આત્મામાં અવિદ્યાથી કરાયેલ માયાના કાર્ય–કારણાત્મક, વ્યક્ત–અવ્યક્ત સઘળાં રૂપો જે અવસ્થામાં આત્મજ્ઞાનથી બાધિત થાય છે, તેને બ્રહ્મદર્શન કહે છે.

**બ્રહ્મનિષ્ઠ** : જીવબ્રહ્મની એકતા નિશ્ચયપૂર્વક જે જાણે અને એ એકત્વસ્વરૂપમાં જેમના ચિત્તની સ્થિરતા હોય–સંપૂર્ણ સ્થિતિ હોય તે.

**બ્રહ્માનંદ** : નિદ્રા ન હોય તે વખતનો દ્વૈતભાવ વગરનો, બ્રહ્માભિમુખવૃત્તિથી આવિર્ભૂત જે આનંદ તે. અથવા સમાધિમાં આવિર્ભૂત અથવા સુષુપ્તિગત બિંબભૂત આનંદ તે બ્રહ્મા-

નંદ અને નિજાનંદ, યોગાનંદ, અદ્વૈતાનંદ, આત્માનંદ, એ બધાં એનાં જ નામો છે.

**બ્રહ્માભ્યાસ :** બ્રહ્મનું જ ચિંતન, તેનું જ કથન અને બોધ; અને બ્રહ્મને વિષે જ તત્પર રહેવું તે.

तच्चिंतनं तत्कथनं अन्योन्यं तत्प्रबोधनम् ।
एतदेकपरत्वं च ब्रह्माभ્यासं विदुर्बुधाः ॥

**બ્રહ્માંડ :** ચૌદ ભુવન.

**ભક્ત :** ચાર પ્રકારના. ૧. આર્ત–અધ્યાત્મ આદિ દુઃખોથી વ્યાકુળ. ૨ જિજ્ઞાસુ–પરમાત્મતત્ત્વ જાણવાની ઇચ્છાવાળો. ૩ અર્થાર્થી–આ લોક અને પરલોકના ભોગની ઇચ્છાવાળો. ૪ જ્ઞાની–જીવન્મુક્ત.

**ભક્તિ :** સ્વસ્વરૂપનું અથવા ઇષ્ટદેવનું ધ્યાન અથવા અનુસંધાન. પોતાના ઇષ્ટદેવ ઉપર અથવા વાસ્તવિક સ્વરૂપ ઉપર પ્રીતિ એ ભક્તિ છે. स्वस्वरूपानुसंधानं भक्तिरित्यभिधीयते–પોતાના સ્વરૂપનું અનુસંધાન એ ભક્તિ છે.–શ્રીમત્ शंकराचार्य

**ભગવાન :** ભગ=ઐશ્વર્ય+વાન=વાળો એટલે છ ઐશ્વર્ય જેનામાં હોય તે. ૧. સમગ્ર વભવ ૨. સમગ્ર ધર્મ, ૩. સમગ્ર યશ, ૪. સમગ્ર શ્રી, ૫. સમગ્ર જ્ઞાન. ૬. સમગ્ર વૈરાગ્ય.

**ભાગત્યાગલક્ષણા :** ત્રણ લક્ષણામાંની એક, જેમાં વાચ્ય અર્થમાંથી એક ભાગનો અથવા પરસ્પર વિરુદ્ધ ધર્મોનો ત્યાગ કરી એક ભાગનું અથવા અવિરુદ્ધ ભાગનું ગ્રહણ કરવામાં આવે છે. 'तत्त्वमसि-તે તું છે' એ વાક્યમાં ભાગત્યાગ-લક્ષણા છે. એને જહતી-અજહતી લક્ષણા પણ કહે છે. જેમ કે તે=પરમાત્મા, તું=જીવ. તે પરમાત્મા તું છે એમ કહેતાં દર્શવિરોધ આવે છે; કારણ કે અલ્પજ્ઞ અને સર્વજ્ઞ, અલ્પશક્તિમાન અને સર્વશક્તિમાન વગેરેનો વિરોધ સ્પષ્ટ છે. તેથી એ બન્ને પદાર્થમાં રહેલી ઉપાધિઓનો ત્યાગ કરી કેવળ અવિરુદ્ધ શુદ્ધજ્ઞ; સ્વરૂપચૈતન્યનું ગ્રહણ કરવું તે.

**ભાતિ :** બ્રહ્મના ત્રણ અંશમાંનો એક, જે ભાસે છે અથવા પ્રકાશે છે તે.

**ભાવવિકાર :** પદાર્થની છ સ્થિતિ થાય છે તે; તે છ ભાવવિકાર આ પ્રમાણે છે: ૧ અસ્તિ=હોવું, ૨ જાયતે=ઉત્પન્ન થવું, ૩ વર્ધતે=મોટું થવું, ૪ વિપરિણમતે=પરિણામ પામવું, ૫ અપ-ક્ષિયતે=ક્ષય પામવો-ઘટવું-શિથિલ થવું અને ૬ નશ્યતિ=નાશ પામવો. જેમ કે ઘટપદાર્થની

છે સ્થિતિ છે. ઉત્પન્ન થયા પહેલાં માટીમાં પ્રાગભાવના પ્રતિયોગીરૂપથી રહે છે. પછી કારણની પ્રવૃત્તિથી ઉત્પન્ન થાય છે, વધે છે, પકવવામાં આવે છે, ઠોકર લાગતાં ઓખરો થાય છે અને આખરે ભાંગી જાય છે–નાશ પામે છે એ પ્રમાણે દરેક પદાર્થમાં સમજવું.

**ભૂતગ્રામચતુષ્ટય**: ચાર પ્રકારનાં પ્રાણી–જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ.

**ભૂમા**: દેશ, કાલ અને વસ્તુના પરિચ્છેદથી રહિત વ્યાપક પરમાત્મા. આનંદસ્વરૂપ પરમાત્મા. यो वै भूमा तत्सुखम्–જે વ્યાપક પરમાત્મા છે તે જ સુખરૂપ છે.

**ભૂમિકા**: જ્ઞાનનાં પગથિયાં. એ સાત છે: ૧ શુભેચ્છા–(સાધનચતુષ્ટયસંપન્ન થવાની ઇચ્છા). ૨ સુવિચારણા–(શ્રવણ–મનન વડે વેદાંતવાક્યોનો વિચાર). ૩ તનુમાનસા–(નિદિધ્યાસનથી સૂક્ષ્મ વસ્તુ વિચારવાની યોગ્યતા. મનની સૂક્ષ્મ અવસ્થા–તનુતા). ૪ સત્ત્વાપત્તિ–સાક્ષાત્કાર (સવિકલ્પ સમાધિ). ૫ અસંસક્તિ–(સવિકલ્પ સમાધિમાંથી નિર્વિકલ્પમાં જવું તે. આસક્તિરહિત અવસ્થા). ૬ પદાર્થાભાવિની–

(નિર્વિકલ્પ સમાધિમાં લાંબો કાળ રહેવું તે) અને ૭ તુર્યા–તુર્યગા (બ્રાહ્મીસ્થિતિ–સર્વદા બ્રહ્મમય રહેવું તે અવસ્થા–સંપૂર્ણ નિષ્ઠા). અજ્ઞાન=મોહનાં સાત પગથિયાં છે: ૧. બીજ જાગ્રત, ૨. જાગ્રત, ૩. મહાજાગ્રત, ૪. જાગ્રત–સ્વપ્ન, ૫. સ્વપ્ન, ૬. સ્વપ્ન–જાગ્રત અને ૭. સુષુપ્તિ.

**ભેદ**: સજાતીય, વિજાતીય અને સ્વગત એવા ત્રણ ભેદ પદાર્થોના છે. સમાન જાતિવાળાનો પરસ્પર ભેદ તે સજાતીય ભેદ કહેવાય છે. જેમ કે, એક આંબાના ઝાડનો બીજા આંબાના ઝાડથી ભેદ છે. બીજી જાતના પદાર્થોથી જે ભેદ તે વિજાતીય ભેદ છે. જેમ કે વૃક્ષથી પથ્થરનો ભેદ; અને અવયવ અને અવયવીનો ભેદ તે સ્વગત ભેદ છે; જેમ વૃક્ષનો પાંદડાંથી, ફળથી, ડાળીથી, ફૂલથી ભેદ છે. વળી જીવ, ઈશ્વર અને જડ જગતના પરસ્પર પાંચ પ્રકારના ભેદ થાય છે તે આ પ્રમાણે છે: ૧ જીવ–ઈશ્વરનો ભેદ, ૨ જીવ–જીવનો પરસ્પર ભેદ, ૩ જીવ–જડનો ભેદ, ૪ ઈશ્વર–જડનો ભેદ અને ૫ જડ–જડનો ભેદ. આ બધા પ્રકારના ભેદો તત્ત્વજ્ઞાનથી નિવૃત્ત થઈ જાય છે.

**ભોગ**: સુખ–દુઃખનો અનુભવ તે.

**ભ્રમપંચક :** જીવ, આત્મા અને બ્રહ્મ સંબંધી પાંચ પ્રકારની ભ્રાંતિ : ૧ જીવાત્મા પરમેશ્વરથી ભિન્ન છે એવી ભ્રાંતિ, ૨ આત્મામાં કર્તા–ભોક્તાપણું પ્રતીત થાય છે તે વાસ્તવિક છે એવી ભ્રાંતિ, ૩ ત્રણ શરીરયુક્ત આત્મા સંગી છે એટલે કે આત્મા શરીરો સાથે સંબંધવાળો છે એવી ભ્રાંતિ, ૪ બ્રહ્મ જગતનું કારણ હોવાથી વિકારી છે એવી ભ્રાંતિ અને ૫ કારણરૂપ બ્રહ્મથી જગત ભિન્ન છે અને સત્ય છે એવી ભ્રાંતિ. આ પાંચ પ્રકારની ભ્રાંતિ નિવૃત્ત કરવા માટે નીચે પ્રમાણે પાંચ દષ્ટાંતનો ઉપયોગ છે : ૧ ભેદ-ભ્રાંતિની નિવૃત્તિમાં બિંબ–પ્રતિબિંબનું દષ્ટાંત. ૨ કર્તા–ભોક્તાપણાની ભ્રાંતિની નિવૃત્તિમાં સ્ફટિકમાં લાલ પુષ્પની લાલ રંગની પ્રતીતિનું દષ્ટાંત. ૩ સંગભ્રાંતિની નિવૃત્તિમાં ઘટાકાશનું દષ્ટાંત. ૪ વિકારભ્રાંતિની નિવૃત્તિમાં રજ્જુમાં સર્પની પ્રતીતિનું દષ્ટાંત. ૫ બ્રહ્મથી ભિન્ન જગતની સત્યતાની ભ્રાંતિની નિવૃત્તિમાં કનકમાં કુંડળની પ્રતીતિનું દષ્ટાંત.

**મઠાકાશ :** ઓરડામાંનું આકાશ. તે ઘટાકાશ કરતાં મોટું હોવાનું મનાયું છે.

**મત્સર** : ઈર્ષ્યા—બીજાની ચડતી સ્થિતિ સહન ન થઈ શકે તે.

**મદ** : ૧ મારા જેવો બીજો કોણ છે એવી ચિત્તની વૃત્તિ અથવા હર્ષની વૃત્તિ તે મદ. ૨ વિદ્યા, ધન, કુળ, શીલ, તપ, યૌવન, સત્તા વગેરે નિમિત્તથી પોતે બીજા કરતાં શ્રેષ્ઠ છે એવી બુદ્ધિ તે મદ.

**મન** : અંતઃકરણની સંકલ્પ–વિકલ્પ કરનારી વૃત્તિ.

**મનન** : જ્ઞાનનાં શ્રવણાદિ ત્રણ મુખ્ય સાધનમાંનું એક; વેદાંતવાક્યોના શ્રવણ કરેલા અર્થનું પુનઃ પુનઃ ચિંતન કરવું તે; જીવ અને બ્રહ્મના અભેદની સાધક અને ભેદની બાધક યુક્તિઓ વડે અદ્વૈત બ્રહ્મનું ચિંતન કરવું તે.

**મનોમયકોશ** : પાંચ કોશમાંનો એક. પાંચ જ્ઞાનેંદ્રિય અને મન મળીને મનોમય કોશ થાય છે.

**મલપાપ** : રાગદ્વેષાદિ વિકારો, અંતઃકરણના મેલ છે.

**મહત્તત્ત્વ** : ( સાંખ્ય ) સમષ્ટિ બુદ્ધિ.

**મહાકાશ** : કાંઈ પણ ઉપાધિરહિત, સર્વત્ર એકરસ, વ્યાપક આકાશ.

**મહાનાત્મા** : મહત્તત્ત્વ.

**મહાપ્રપંચ** : સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ પ્રપંચોની સમષ્ટિ.

**મહાવાક્ય** : જ્ઞાનનાં સાક્ષાત્ સાધન વેદાંતવાક્ય, જીવ અને બ્રહ્મની એકતાનું બોધક વાક્ય જેમ કે 'तत्त्वमसि–તે તું છો.' 'अहं ब्रह्मास्मि–હું બ્રહ્મ છું.' 'अयमात्मा ब्रह्म–આ આત્મા બ્રહ્મ છે.' 'प्रज्ञानं ब्रह्म–પ્રજ્ઞાનરૂપ આત્મા બ્રહ્મ છે.'

**મહાયજ્ઞ** : ઋષિયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ અને ભૂતયજ્ઞ આ પાંચ મહાયજ્ઞ કહેવાય છે.

**મંગલ** : નમસ્કાર, આશીર્વાદ, વસ્તુનિર્દેશ.

**માત્રાસ્પર્શ** : ઈંદ્રિયોનો વિષયો સાથેનો સંબંધ.

**માયા** : સ્વરૂપનું વિસ્મરણ; શુદ્ધ સત્ત્વગુણપ્રધાન પ્રકૃતિ; ઈશ્વરની ઉપાધિ; પ્રધાન. આવરણ અને વિક્ષેપ એ બે એની શક્તિ છે.

**મિથ્યાત્મા** : સ્થૂલ, સૂક્ષ્મ શરીર.

**મુક્ત** : ચાર પ્રકારના મનુષ્ય છે, તેમાં જેને ત્રણ શરીરથી ભિન્ન પોતાના સ્વરૂપનુ બ્રહ્મરૂપે અપરોક્ષ જ્ઞાન હોય તે મુક્ત કહેવાય છે.

**મુક્તિ** : હું કર્તા છું, ભોક્તા છું, એ પ્રકારનો ભ્રાંતિજન્ય ભાવ ત્યજીને આત્મસ્વરૂપમાં ચિત્તની વૃત્તિની સ્થિતિ કરવી એ મુક્તિ છે. મુક્તિ ચાર

પ્રકારની છે : સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય અને સાયુજ્ય. વેદાંત કવલ્યમુક્તિ અંગીકાર કરે છે, જે પ્રાપ્ત કરનારને ફરીથી આ લોકમાં પાછા ફરવું પડતું નથી. વળી જીવન્મુક્તિ અને વિદેહ-મુક્તિ પણ છે.

**મુખ્યાત્મા** : સાક્ષી, કૂટસ્થ.

**મુમુક્ષુ** : ત્રિવિધ દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષની ઇચ્છા કરનાર.

**મુમુક્ષુતા** : જ્ઞાનના વિવેકાદિ સાધનચતુષ્ટયમાંનું એક. સંસારના જન્મ–મરણરૂપ બંધનમાંથી છૂટવાની દૃઢ બુદ્ધિ અને મોક્ષની ઇચ્છા.

**મૂઢતા** : ચિત્તની પાંચ અવસ્થા છે, તેમાંની બીજી; નિદ્રા, આલસ્ય આદિ તમોગુણના પરિણામને મૂઢતા કહે છે.

**મૂલાવિદ્યા—મૂલાજ્ઞાન** : શુદ્ધ સાક્ષીરૂપ ચૈતન્યને ઢાંકે તે અવિદ્યા અથવા અજ્ઞાન.

**મેઘાકાશ** : મેઘ એટલે વાદળ, તેમાં રહેલું આકાશ તથા તેમાંના જળમાં પડેલું આકાશનું પ્રતિબિંબ તે બંને મેઘાકાશ કહેવાય છે.

**મૈત્રિચતુષ્ટય** : મૈત્રી, મુદિતા, કરુણા અને ઉપેક્ષા, આ જ્ઞાનીની ભાવનાના ચાર પ્રકાર છે, પોતાની

સમાન હોય તેની સાથે મિત્રતા રાખે છે. પોતાથી આગળ વધેલાની સાથે મુદિતા ભાવથી-આનંદ પામવારૂપ ભાવથી રહે છે. પોતાથી નિકૃષ્ટ અથવા દુઃખીને જોઈ ને કરુણાભાવ પ્રગટ કરે છે અને પાપીની તરફ ઉપેક્ષા વૃત્તિથી રહે છે.

**મોક્ષ** : અનર્થની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ; પરમાત્માને સ્વસ્વરૂપે જાણવો તે; આત્મસાક્ષાત્કાર; અશેષ અજ્ઞાનભંગ: મોક્ષના પાંચ પ્રકાર છે : સારૂપ્ય, સાલોક્ય, સાંનિધ્ય, સાયુજ્ય અને કૈવલ્ય. આ પાંચમાં કૈવલ્યમોક્ષ એ જ ખરો મોક્ષ છે. બાકીના ઉપાસનાના ફળરૂપે પ્રાપ્ત થતાં લોકાંતરમાં ઉચ્ચ સ્થિતિરૂપ છે; પરંતુ ત્યાંથી પાછા જન્મવું પડે છે.

मुक्तिर्हित्वाऽन्यथारूपं स्वरूपेण व्यवस्थितिः ।
મોક્ષ તો અન્યથા રૂપોને છોડી પોતાના સ્વરૂપે સ્થિતિ કરવી તે છે. સ્વરૂપનું સ્મરણ.

**મોક્ષ–દ્વારપાલ** : શમ, સંતોષ, વિચાર અને સત્સંગ.

**મોદવૃત્તિ** : આનંદમય કોશની ત્રણ વૃત્તિમાંની એક; ઇષ્ટ વસ્તુના લાભથી જે સુખ થાય તે.

**મોહ** : સત્ય-અસત્ય, આત્મા-અનાત્માના સ્વરૂપનો વિવેક ન હોવો તે; કર્તાભોક્તારૂપ બુદ્ધિ; અજ્ઞાન; ભ્રાંતિ.

**યજ્ઞ** : જે વડે પરબ્રહ્મનું યજન થાય તે કર્મ. ૧ ઋષિયજ્ઞ, ૨ દેવયજ્ઞ, ૩ પિતૃયજ્ઞ, ૪ મનુષ્યયજ્ઞ અને ૫ ભૂતયજ્ઞ એ પાંચ પ્રકાર છે.

**યમ** : અષ્ટાંગ યોગનું પહેલું અંગ. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ, આટલા યમ કહેવાય છે. આ યમ અધ્યાત્મ ઇમારતના પાયારૂપ છે.

**યુક્તયોગી** : સર્વકાળ પદાર્થના જ્ઞાનવાળો યોગી; ઈશ્વરને યુક્તયોગી કહેવાય.

**યુક્તિ** : તર્ક; દૃષ્ટાંત.

**યુંજાનયોગી** : ચિંતન કરવાની સાથે જ જેને સઘળું જ્ઞાન થાય તે યુંજાનયોગી.

**યોગ** : ચિત્તવૃત્તિનિરોધ, ઉપાસના, આત્મસાક્ષાત્કાર; જીવનું પરમાત્મા સાથે જોડાણ. આ યોગનાં આઠ અંગ છે : યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ. રાજયોગ અને હઠયોગ એવા એના બે પ્રકાર છે. જે જાતના સાધનનું અવલંબન લઈને

પરમાત્મા સાથે જોડાણ કરવામાં આવ્યું હોય તે સાધનની સાથે યોગ શબ્દ લાગી તે તે પ્રકારના યોગ બને છે. જેમ કે જ્ઞાનયોગ, ભક્તિયોગ, કર્મયોગ, લયયોગ, મંત્રયોગ. અસ્પર્શયોગ વગેરે.

**યોગક્ષેમ :** અપ્રાપ્તિની પ્રાપ્તિ અને પ્રાપ્તનું રક્ષણ.

**યોગભૂમિકા :** ૧ વાણીલય, ૨ મનોલય, ૩ બુદ્ધિલય, ૪ અહંકારલય; અથવા નીચે પ્રમાણે પાંચ : ૧ ક્ષેપ–રાગદ્વેષ વડે થતી ચિત્તની ચંચળતા. ૨ વિક્ષેપ–બહિર્મુખ ચિત્તની કદાચિત્ થતી ધ્યાનયુક્તતા. ૩ મૂઢનિદ્રા, તંદ્રાયુક્તતા. ૪ એકાગ્ર અને ૫ નિરોધ.

**યોગવૃત્તિ :** શબ્દના અવયવોના મળવાથી તે શબ્દના અર્થનું જ્ઞાન કરવાનું શબ્દમાં રહેલું સામર્થ્ય. જેમ કે પાચક+પચ=રાંધવું+અક= કરનાર=રસોઈ કરનાર આવો અર્થ થયો.

**યોગારૂઢિવૃત્તિ :** અવયવો તથા સંકેત વડે પોતાના અર્થને જણાવવાનું પદમાં રહેલું સામર્થ્ય. જેમ કે પંકજ.

**યોગ્યતા :** એક પદાર્થનો અન્ય પદાર્થ સાથેનો યોગ્ય સંબંધ. જેમ કે વૃક્ષને અગ્નિ વડે સિંચે

છે: આમાં અગ્નિમાં જલ પેઠે સિંચવાની યોગ્યતા નથી. માટે અગ્નિ શબ્દનો બોધ થાય નહિ. યોગ્યતા વિના પદાર્થબોધ થતો નથી.

**રજોગુણ**: પ્રકૃતિના ત્રણ ગુણમાંનો બીજો ગુણ, જે દેહીને કર્મમાં પ્રવૃત્ત કરાવે છે અને વિષયોમાં રાગ ઉપજાવે છે તથા કામ, ગર્વ, ક્રોધ, તૃષ્ણાદિ ઉત્પન્ન કરે છે.

**રસ તથા રસ ગુણ**: ૧ મધુર, ૨ અમ્લ (ખાટો), ૩ લવણ (ખારો), ૪ કટુ (કડવો), ૫ કષાય (તૂરો) અને ૬ તિક્ત (તીખો). રસગુણ પૃથ્વી અને જળ બે દ્રવ્યોમાં રહે છે. પૃથ્વીમા છ પ્રકારનો રહે છે અને જળમાં એકલો મધુર રસ રહે છે.

**રસાસ્વાદ**: નિર્વિકલ્પ સમાધિમાં ચાર વિઘ્ન છે તેમાંનું એક; સત્ત્વગુણનો પ્રકાશ થતાં જે આનંદ, જ્ઞાન, સિદ્ધિ આદિ પ્રાપ્ત થાય તેમાં જ ચિત્તને આનંદ પામવા દઈ આગળ ન લઈ જવું તે; સવિકલ્પ સમાધિમાં થતો વિક્ષેપ; નિવૃત્તિજન્ય અને સૌપાધિક આનંદ તે રસાસ્વાદ. તે નિર્વિકલ્પ સમાધિમાં જતાં અટકાવ કરે છે. સંપ્રજ્ઞાત સુખની ઇચ્છા.

**રાગ** : વિષયોમાં પ્રીતિ, સ્નેહ, ઉત્કટ ઇચ્છા—તૃષ્ણા.

**રાજયોગ** : જીવ–બ્રહ્મની એકતા કરવા માટે સાધનચતુષ્ટય અને સપ્તભૂમિકાદિ જ્ઞાન ક્રમરૂપ સાધનોનો ઉપયોગ કરી ચિત્તવૃત્તિને મારવી તે. ધારણા, ધ્યાન અને સમાધિનો અભ્યાસ કરી ચિત્તને ધ્યેયાકાર બનાવવું તે. પ્રાણને રોકી પ્રાણાયામ કરી ચિત્તનો વિક્ષેપ અટકાવવો તે હઠયોગ કહેવાય.

**રૂઢિવૃત્તિ** : આ શબ્દનો આ જ અર્થ થાય એવા લોકોના સંકેત પ્રમાણે પોતાના અર્થને બતાવવાનું પદમાં રહેલું સામર્થ્ય. જેમ કે ઘટ, પટ, વગેરે.

**રૂપ તથા રૂપગુણ** : ૧ ધોળો, ૨ નીલ, ૩ રક્ત, ૪ પીત, ૫ હરિત ( લીલો ), ૬ કપીશ (ભૂખરો ) અને ૭ ચિત્ર ( કાબરચિતરો ), એ રૂપગુણ પૃથ્વી જળ તેજ એ ત્રણ દ્રવ્યોમાં છે. પૃથ્વીમાં સાતે પ્રકારનાં રૂપ છે. જળ અને તેજમાં એકલો ધોળો ( શુક્લ ) ગુણ રહે છે.

**લક્ષણ** : અસાધારણ ધર્મ; જે ધર્મ પોતાના લક્ષ્ય સિવાય બીજે રહે નહિ તેવો ધર્મ. જેમ કે ગોદડીવાળી ગાય. અહીં ગોદડીપણું ગાય

સિવાય કોઈ પ્રાણીમાં રહેતું નથી. તેથી તે ગાયનો અસાધારણ ધર્મ છે, તેથી તે ગાયનું લક્ષણ છે. એના બે પ્રકાર છે: ૧ તટસ્થ લક્ષણ અને ૨ સ્વરૂપ લક્ષણ.

**લક્ષણદોષ (૩)**: ૧ અવ્યાપ્તિદોષ, ૨ અતિવ્યાપ્તિદોષ અને ૩ અસંભવદોષ.
ત્રણ દોષથી રહિત જે લક્ષણ તે નિર્દોષ લક્ષણ છે.

**લક્ષણાવૃત્તિ**: જ્યાં શબ્દનો વાચ્ય અથવા મુખ્ય અર્થ લાગુ ન પડે ત્યાં શબ્દનો પરંપરા સંબંધ જોઈ અર્થ કરવો તે; 'शक्यसंबंधो लक्षणा–શક્યાર્થના સંબંધને લક્ષણા કહે છે.' આ લક્ષણાના ત્રણ પ્રકાર છે: ૧ જહતી, ૨ અજહતી અને ૩ ભાગત્યાગ અથવા જહતી–અજહતી લક્ષણા.

**લક્ષ્ય અર્થ**: લક્ષણા વૃત્તિથી જાણવા યોગ્ય અર્થ, ગર્ભિત અર્થ; તાત્પર્યાર્થ.

**લય**: નિર્વિકલ્પ સમાધિમાં ચાર વિઘ્ન છે તેમાંનું પહેલું; નિદ્રા, આલસ્ય આદિ એક રીતે વૃત્તિનો અભાવ, નાશ; કાર્યની કારણરૂપે સ્થિતિ–કારણમાં નિવૃત્તિ એ લય છે. ઉપાદાન કારણ વિદ્યમાન છતાં કાર્યનો જે તિરોધાન–માત્ર છે

તેનું નામ લય.

**લયચિંતન :** કાર્યનો કારણમાં લય કરી કારણરૂપ જાણી ધ્યાન કરવું તે; જેમ કે પૃથ્વીનું કારણ જલ છે, જલનું કારણ તેજ છે, તેજનું કારણ વાયુ છે, વાયુનું કારણ આકાશ છે, એ રીતે સર્વ પ્રપંચનું કારણ ઈશ્વર છે, તેથી જગત ઇશ્વરથી ભિન્ન નથી. એમ જાણી ધ્યાન કરવું તે લયચિંતન છે.

**લાઘવ :** (ન્યાય) ઓછામાં ઓછા તત્ત્વનો સ્વીકાર કરી વધારેમાં વધારે ખુલાસો મળે તે લાઘવ ગુણ છે; જેમાં ગૌરવદોષ આવતો ન હોય.

**લિંગ :** (ન્યાય) હેતુ, જેમ કે ધૂમ તે અગ્નિનું લિંગ છે;. વેદાંતવાક્યોના તાત્પર્યનો નિશ્ચય કરવામાં છ યુક્તિ છે તે ષડ્‌લિંગ કહેવાય છેઃ ૧ ઉપક્રમ-ઉપસંહાર ૨ અભ્યાસ, ૩ અપૂર્વતા, ૪ ફલ, ૫ અર્થવાદ અને ૬ ઉપપત્તિ. એ ષડ્‌લિંગ છે.

**લિંગપરામર્શ :** (ન્યાય) લિંગ એટલે કાર્ય ઉપરથી કારણનું જ્ઞાન થાય તે; ધુમાડાના જ્ઞાનથી અગ્નિનુ જ્ઞાન થાય તે ધૂમજ્ઞાન પરામર્શ કહેવાય છે.

**લિંગશરીર** : જીવનાં ત્રણ શરીરમાંનું એક; પંચપ્રાણ, પંચજ્ઞાનેન્દ્રિય, પંચકર્મેન્દ્રિય, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ સર્વ મળી લિંગશરીર કહેવાય છે–સૂક્ષ્મ શરીર.

**લેશાવિદ્યા** : ૧ પ્રારબ્ધકાર્યને સંપાદન કરવામાં કુશળ એવી એક પ્રકારની અવસ્થા તે લેશાવિદ્યા. ૨ ધોઈ નાખેલા લસણના વાસણમાં પાછળ રહેલી લસણની વાસની પેઠે રહેલો અવિદ્યાનો સંસ્કાર તે લેશાવિદ્યા. ૩ પ્રારબ્ધ એવા વર્તમાન દેહાદિ સમાપ્ત થતાં સુધી ચાલ્યા કરે, એમ થવાના હેતુરૂપ વિક્ષેપશક્તિનો જે અંશ તે લેશાવિદ્યા.

**લોક** : પ્રાણીઓને કર્મનું અને જ્ઞાનનું ફળ ભોગવવાનું જે સ્થાન તે લોક. સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એમ ત્રણ લોક છે. વળી ૧ ભૂર્; ૨ ભુવર્, ૩ સ્વર્, ૪ મહર્લોક, ૫ જનલોક, ૬ તપલોક અને ૭ સત્યલોક એમ સાતલોક છે.

**લોકૈષણા** : લોકમાં કીર્તિ મેળવવાની ઇચ્છા–તૃષ્ણા.

**લોભ** : પોતાના માનેલા પદાર્થોનો ત્યાગ સહન થવો તે.

વદતોવ્યાઘાત : (ન્યાય) બોલવામાં જ દોષ આવે તે; જેમ કે મારા મુખમાં જીભ નથી. જીભ ન હોય તો 'મારા મુખમાં જીભ નથી' આ વચન પણ બોલી શકાય નહિ. એટલે બોલતાં જ વિરોધ આવે છે. તે વદતોવ્યાઘાતદોષ છે.

વર્ણ : બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ છે.

વસ્તુ : સત્, ચિત્, આનંદસ્વરૂપ બ્રહ્મ, શુદ્ધ ચેતન, આત્મા.

વસ્તુપરિચ્છેદ : પદાર્થનો અન્ય વસ્તુ વડે વિભાગ.

વંદન ભક્તિ : પોતાના ઇષ્ટદેવને પ્રેમપૂર્વક દીન ભાવથી નમસ્કાર કરવા તે.

વંદ્ય : વેદાન્ત, ગુરુ અને ઇશ્વર.

વાક્ય : આકાંક્ષા, યોગ્યતા અને આસક્તિ, એ ત્રણવાળો જે પદોનો સમૂહ તે વાક્ય. વાક્યના પ્રકાર બે છે : ૧ લૌકિક–આપ્તપુરુષે કહેલું, ૨ વૈદિક–સર્વજ્ઞ ઈશ્વરે કહેલું અથવા ૧ અવાન્તર વાક્ય–'ઈશ્વર છે' એમ પરોક્ષ જ્ઞાન કરાવે, ૨ મહાવાક્ય–'તત્ત્વમસિ' એમ અપરોક્ષ જ્ઞાન કરાવે.

**વાચ્યાર્થ** : શબ્દની શક્તિ–વૃત્તિ વડે જાણવામાં આવતો અર્થ; મુખ્ય અર્થ, શક્યાર્થ શબ્દનો સીધો અર્થ.

**વાણીના પ્રકાર** : પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી. પરા નાભિમાં છે, પશ્યન્તીનું સ્થાન હૃદય છે. મધ્યમા કંઠના મધ્યભાગમાં રહે છે, અને જીભ, દાંત હોઠ વગેરેમાં વૈખરી રહે છે.

**વાદ** : તત્ત્વવસ્તુના બોધની ઇચ્છાવાળા બે પુરુષોની પ્રશ્ન–ઉત્તરરૂપ જે કથા તેનું નામ વાદ. ૧ પ્રતિબિંબવાદ; ૨ અવચ્છેદવાદ. અથવા ૧ આરંભવાદ, ૨ પરિણામવાદ અને ૩ વિવર્તવાદ. ૧ વાદ–ગુરુશિષ્ય–સંવાદ, ૨ અલ્પવાદ–યુક્તિપ્રમાણકુશળ પંડિતનો વાદ (પોતાના મતનું મંડન અને સામા પક્ષના મતનું ખંડન). ૩ વિતંડાવાદ.

**વાસનાત્રય** : લોકવાસના, દેહવાસના અને શાસ્ત્રવાસના; લોકાન્તરમાં જવાની ઇચ્છા તે લોકવાસના. શરીર હું છું એમ માની તેને પુષ્ટ કરવાની ઇચ્છા તે દેહવાસના. અનેક પ્રકારનાં શાસ્ત્રનુ અધ્યયન કરવાની ઇચ્છા તે શાસ્ત્રવાસના. તેનો એક પ્રકાર પાઠવાસના પણ છે. શાસ્ત્રોનો

પાઠ કર્યા કરવો તે.

**વાસનાનંદ :** વિષયો વિના બ્રહ્માનંદની વાસનાથી સુખ થાય છે. જેમ કે સુષુપ્તિમાં બ્રહ્માનંદનો અનુભવ કર્યા પછી જાગ્રત થતાં તેના સંસ્કારો થોડો સમય રહે છે. અને જેને લીધે ફરીને તે સ્થિતિમાં જવા પ્રયત્ન કરાય છે, તે બ્રહ્માનંદની વાસના છે. એ જ વાસનાનંદ છે.

**વિકર્મ :** વિરુદ્ધ કર્મ–નિષિદ્ધ કર્મ–શાસ્ત્રે જે કર્મ કરવાની ના પાડી છે તે કર્મ.

**વિકાર :** ૧ જન્મ, ૨ અસ્તિતા ( પૂર્વ અવિદ્યમાનનું અસ્તિત્વમાં આવવું તે ), ૩ વૃદ્ધિ, ૪ વિપરિણામ, ૫ અપક્ષય અને ૬ વિનાશ.

**વિક્ષેપ :** ચિત્તની પાંચ અવસ્થામાંની ત્રીજી અવસ્થા; ધ્યાનમાં પ્રવૃત્ત ચિત્તની બાહ્ય વૃત્તિ થાય તે વિક્ષેપ કહેવાય છે. અથવા સ્થૂલ, સૂક્ષ્મ બે શરીર સહિત ચિદાભાસ વિક્ષેપ શબ્દથી કહેવાય છે.

**વિક્ષેપશક્તિ :** પ્રપંચ (જગત) અને તેનું જ્ઞાન ઉત્પન્ન કરનારું જે અજ્ઞાનમાં સામર્થ્ય છે તે.

**વિચારણા :** વિવેકાદિ ચાર સાધન સંપાદન કરી તથા સદ્ગુરુનું વિધિવત્ શરણ કરી તેમની

પાસેથી સત્શાસ્ત્રનું શ્રવણુ કરવું અને તેમણે ઉપદેશ કરેલા વિષયનું મનન કરવું તે. જ્ઞાનની સાત ભૂમિકામાંની બીજી ભૂમિકા.

**વિજ્ઞાન**: દૃશ્યમાત્રનો બાધ થઈ જાય અને એક જ અદ્વિતીય બ્રહ્મ છે, એવો અનુભવ થાય તે; બુદ્ધિ.

**વિજ્ઞાનમયકોશ**: પાંચકોશમાંનો એક; પંચ જ્ઞાનેન્દ્રિય અને બુદ્ધિ મળીને વિજ્ઞાનમયકોશ કહેવાય છે.

**વિજ્ઞાનવાદ**: બુદ્ધધર્મી યોગાચારનો મત; જેઓ માને છે કે સર્વ પદાર્થ બુદ્ધિથી ભિન્ન નથી, અને બુદ્ધિ ક્ષણિક વિજ્ઞાનરૂપ છે. સર્વ ક્ષણિકં ક્ષણિકં-આ સર્વ પદાર્થ ક્ષણિક બુદ્ધિરૂપ છે. તેમાં પણ પ્રવૃત્તિવિજ્ઞાન અને આલયવિજ્ઞાન એવા બે પ્રકાર છે.

**વિતંડાવાદ**: (ન્યાય) જે વાદમાં પોતાનો મત સ્થાપન કરવામાં આવતો નથી, પણ માત્ર સામા પક્ષનું ખંડન કરવામાં આવે છે.

**વિત્તૈષણા**: દ્રવ્યાદિ સંપત્તિ મેળવવાની ઇચ્છા.

**વિદેહમુક્તિ**: પ્રારબ્ધનો ક્ષય થવાથી ત્રણે દેહરૂપ અજ્ઞાનનો નાશ થવો અને ચૈતન્યમાત્ર અવશેષ

રહી જવું તે; સંસારરૂપ પ્રપંચની પ્રતીતિરહિત-બ્રહ્મસ્વરૂપે સ્થિતિ.

**વિદ્યા :** બ્રહ્મજ્ઞાન.

**વિદ્યાનંદ :** બ્રહ્મજ્ઞાનથી ઉત્પન્ન થતું સુખ અથવા આનંદ; શાસ્ત્રવિચારથી પ્રાપ્ત થતો કૃતકૃત્યનો આનંદ.

**વિદ્વત્સંન્યાસ :** ચિત્તની શાંતિ માટે તત્ત્વજ્ઞાની જે સંન્યાસ ગ્રહણ કરે છે તે. વિદ્વત્સંન્યાસીના બાહ્યચિહ્ન ને આચાર પરમહંસ જેવાં અથવા અવ્યક્ત હોય છે.

**વિનિગમવિરહ :** (ન્યાય) છ દોષમાંનો એક; એક નિશ્ચયાત્મક યુક્તિનો અભાવ.

**વિપરીત ભાવના :** આત્મા દેહાદિ રૂપ છે. અથવા 'જગત સત્ય છે' એમ માનવું તે; વસ્તુના વાસ્તવિક સ્વરૂપનો ત્યાગ કરી તેના વિષે જુદા પ્રકારની બુદ્ધિ કરવી તે; મિથ્યા જ્ઞાન.

**વિપર્યય :** જ્યાં જે વસ્તુ નથી ત્યાં તે છે તેમ માનવું તે; ભ્રમ; જેમ છીપમાં રૂપું ભાસે છે તેમ આ સઘળો પ્રપંચ અધિષ્ઠાન બ્રહ્મમાં ભાસે છે, તે વિપર્યય છે; ઊલટું ભાસવું.

**વિભુ :** વ્યાપક; બ્રહ્મ.

**વિમર્શ :** વિવેકપૂર્વક વિચાર.

**વિરાગ :** આ લોક તથા પરલોકના પદાર્થોના ભોગોમાં અરુચિ તે વિરાગ.

**વિરાટ :** સમષ્ટિ સ્થૂલ પ્રપંચ સહિત ચેતન; વૈશ્વાનર.

**વિવર્તકારણ :** પૂર્વ અવસ્થાનો ત્યાગ કર્યા વિના અન્ય અવસ્થાની પ્રાપ્તિ તે વિવર્ત ઉપાદાન-કારણ છે. સ્વરૂપમાં કોઈ પણ જાતનું પરિણામ થયા વિના-કર્યા વિના-જે કાર્યને ઉત્પન્ન કરે-પ્રતીત કરાવે તે વિવર્ત કારણ. જેમ બ્રહ્મમાં જગત અથવા દોરીમાં સર્પ ભાસે, ત્યાં બ્રહ્મનો અને દોરીનો વિવર્ત એટલે ભ્રાંતિ અથવા કલ્પના છે.

**વિવર્તવાદ :** અધિષ્ઠાનના સ્વરૂપને નહિ છોડતાં દોષના યોગથી જુદા રૂપે પદાર્થ જણાય છે એવું કથન, તે વિવર્તવાદ કહેવાય છે.

**વિવિદિષા સંન્યાસ :** પરમ તત્ત્વને જાણવા માટે જે સંન્યાસ ગ્રહણ કરવામાં આવે છે તે.

**વિવેક :** ૧ જ્ઞાનનાં ચાર સાધનમાંનું પ્રથમ સાધન ૨ નિત્ય-અનિત્ય, સત્ય-અસત્યનું પૃથક્કરણ

કરવું તે; તેનો પૃથક્ પૃથક્ વિચાર કરવો તે. ૩ આત્મા નિત્ય છે અને આત્માથી ભિન્ન બ્રહ્મલોક પર્યંત સર્વ અનિત્ય છે, એ પ્રકારે શ્રુતિ, સ્મૃતિ અને યુક્તિ વડે વિચાર તેનું નામ વિવેક છે. ૪ સાક્ષી આત્માને પાંચ કોશથી જુદો કરીને નિશ્ચય કરવો તે વિવેક કહેવાય છે.

**વિશિષ્ટાદ્વૈત** : અદ્વૈતના ત્રણ પ્રકાર છે તેમાંનો એક રામાનુજાચાર્યનો એ મત છે. એમાં બ્રહ્મ, ચિત (જીવ) અને અચિત (જડ) એમનો ભેદ માને છે.

**વિશુદ્ધ** : અવિદ્યારૂપ મળથી રહિત.

**વિશેષ ચૈતન્ય** : અંતઃકરણની વૃત્તિના અગ્રભાગમાં સ્થિર થયેલું ચેતન.

**વિશ્વ** : વ્યષ્ટિ, સ્થૂલ અભિમાની જીવ.

**વિષય** : ભોગનાં સાધન-શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયો છે. ૧ એ તન્માત્રાઓ પણ કહેવાય છે. ૨. શાસ્ત્રોના ચાર અનુબંધમાંનો એક બ્રહ્મ અને આત્માની એકતા વેદાંતશાસ્ત્રનો વિષય (પ્રતિપાદ્ય) છે.

**વિષયાનંદ** : વિષયો પ્રાપ્ત થવાથી તેના ભોગની ઇચ્છા શાંત થઈ મન અંતર્મુખ થાય ત્યારે

મનની વૃત્તિમાં આનંદનું પ્રતિબિંબ પડે છે તે.

**વિષયી** : આ લોક અને પરલોકના વિહિત વિષયો સંપાદન કરવા માટે વિહિત ઉદ્યોગ કરનાર.

**વિસંવાદી ભ્રમ** : જે મિથ્યા જ્ઞાનથી પ્રવૃત્ત થતાં ઇષ્ટ ફળની પ્રાપ્તિ ન થાય તે.

**વૃત્તિ** : અંતઃકરણ અથવા અજ્ઞાનનું પરિણામ વિશેષ શબ્દનો પોતાના અર્થ સાથેનો સંબંધ. શબ્દની બે વૃત્તિ છે: ૧. શક્તિવૃત્તિ અને ૨. લક્ષણાવૃત્તિ. જીવનનિર્વાહના સાધનને પણ વૃત્તિ કહે છે.

**વૃત્તિના પ્રકાર** : પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા, અને સ્મૃતિ. તથા ક્લિષ્ટ અને અક્લિષ્ટ એવા ભેદ પણ છે.

**વૃત્તિવ્યાપ્તિ** : વૃત્તિનો વિષય. બુદ્ધિવૃત્તિનો સદ્ભાવ. અંતઃકરણનું વિષયાકાર પરિણામ તે વૃત્તિવ્યાપ્તિ.

**વૃદ્ધ** : અવસ્થાવૃદ્ધ, જાતિવૃદ્ધ, આશ્રમવૃદ્ધ, વિદ્યાવૃદ્ધ, ધર્મવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ આ છ વૃદ્ધો ગણાય છે.

**વેદ** : ૧ જે વાક્ય મનુષ્યે રચેલું ન હોય તે વેદ. ૨ ધર્મનું અને બ્રહ્મનું પ્રતિપાદન કરનારું અપૌરુષેય પ્રમાણરૂપ વાક્ય તે વેદ (મધુસૂદન). ૩ મંત્ર અને બ્રાહ્મણનો સમુદાય તે વેદ. આ

વેદ ચાર છે: ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ.

**વેદના કાંડ (૩)**: કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડ.

**વેદાંગ**: ૧ શિક્ષા, ૨ કલ્પ, ૩ વ્યાકરણ, ૪ નિરુક્ત ૫ છંદ અને ૬ જ્યોતિષ.

**વેદાંત**: વેદનો છેવટનો ભાગ, ઉપનિષદ, ષડ્દર્શનમાંનું એક દર્શન; ઉત્તરમીમાંસા, કેવલાદ્વૈતવાદ.

**વૈખરી વાણી**: કંઠ, તાલુ આદિ સ્થાનેથી ઉચ્ચારાતા શબ્દરૂપ વાણી.

**વૈરાગ્ય**: સાધનચતુષ્ટયમાંનું જ્ઞાનનું બીજું સાધન; આ લોકના તથા પરલોકના વિષય-ભોગોમાં ઇચ્છા અથવા પ્રીતિનો અભાવ ન થવો તે.

**વૈરાગ્યકારણ**: વિષયોમાં દોષદર્શન વૈરાગ્યનું કારણ છે.

**વૈરાગ્યફલ**: વિના પ્રયત્ને પ્રાપ્ત થયેલા ભોગોમાં પણ ચિત્તની જે અદીનતા છે તે વૈરાગ્યનું ફળ છે.

**વૈશ્વાનર**: સમષ્ટિ સ્થૂલ પ્રપંચ સહિત ચેતન; વિરાટ, અગ્નિ.

**વ્યક્તિ** : અનેકમાં અનુગત રહેનાર એક ધર્મજાતિનો જે આશ્રય તે વ્યક્તિ છે.

**વ્યતિરેક** : અભાવ; ત્યાગ.

**વ્યભિચાર** : (ન્યાય) વિયોગ; અપવાદ.

**વ્યભિચારી** : (ન્યાય) સર્વદા એકરૂપે નહિ રહેનાર; જે વસ્તુ કયારેક હોય અને કયારેક ન હોય તે; સર્વમાં વ્યાપક નહિ એવું; અવસ્થાંતર-ધર્માન્તરવાળું.

**વ્યષ્ટિ** : એક; જીવ.

**વ્યષ્ટિ અજ્ઞાન** : જીવની ઉપાધિ અવિદ્યા; કારણશરીર; આનંદમય કોશ; સુષુપ્તિ અવસ્થા; સ્થૂલસૂક્ષ્મ શરીરનું લયસ્થાન.

**વ્યષ્ટિ સૂક્ષ્મ શરીર** : તૈજસની ઉપાધિ, એક સૂક્ષ્મ શરીર.

**વ્યસન** : ઇષ્ટ કે અનિષ્ટ વસ્તુમાં ચિત્તનું લાગી રહેવું તે વ્યસન છે.

**વ્યાપ્તિ** : (ન્યાય) સાહચર્યનો વિષય; ધુમાડો અને અગ્નિ સાથે રહે તે સાહચર્ય-સ્વાભાવિક સંબંધ; જ્યાં ધુમાડો હોય ત્યાં અગ્નિ હોય એવો નિયમ તે વ્યાપ્તિ. વૃત્તિવ્યાપ્તિ, ફલવ્યાપ્તિ એ બે પ્રકાર છે.

**વ્યાવર્તક** : ભેદ બતાવનારું; વિશેષણરૂપ.

**વ્યાવહારિક જીવ** : સાભાસ અંતઃકરણરૂપ જીવ.

**વ્યાવહારિક સત્તા** : ત્રણ પ્રકારની સત્તામાંની એક, જે ઇશ્વરસૃષ્ટિ એટલે દેહ, ઇંદ્રિય આદિ પ્રપંચમાં છે, અને જેનો બાધ બ્રહ્મજ્ઞાનથી થાય છે તે; જન્મ, મરણ, બંધ, મોક્ષ આદિ વ્યવહારને સિદ્ધ કરવાવાળી જે સત્તા એટલે વિદ્યમાનતા અથવા હોવાપણું તે.

**શકિત** : બ્રહ્મને આશ્રયે રહેનારી માયા; આવરણ અને વિક્ષેપ એ બે પ્રકાર એના છે.

**શકિતવૃત્તિ** : શબ્દનો અર્થ સાથે સંબંધ; જેથી શક્યાર્થ કે વાચ્યાર્થ થાય છે તે.

**શકયાર્થ** : શબ્દનો મુખ્ય અર્થ; વાચ્યાર્થ.

**શબ્દ** : આકાશમાંનો (શ્રોત્રગ્રાહ્ય) ગુણ; પંચ તન્માત્રા અથવા પંચ વિષયમાંનો એક.

**શબ્દપ્રમાણ** : યથાર્થ વક્તાનું કહેલું વચન. યથાર્થ વક્તા–સત્યવક્તા. શાસ્ત્રપ્રમાણ.

**શબ્દપ્રવૃત્તિ** : જાતિ, ગુણ, ક્રિયા અને સંબંધ, ચાર શબ્દ પ્રવૃત્તિમાં નિમિત્ત છે, બ્રહ્મમાં તેમની પ્રવૃત્તિ નથી એમ વિચારવું.

**શબ્દબ્રહ્મ :** વેદ; પ્રણવ.

**શબ્દવૃત્તિ :** શબ્દના અર્થનો પ્રકાર, શક્તિવૃત્તિ અને લક્ષણાવૃત્તિ એવા એના બે ભેદ છે.

**શત્રુ(અરિ)વર્ગ :** પરલોકના વિરોધી આંતર-શત્રુઓનો સમૂહ તેમાં કામ-ઇચ્છા અથવા પ્રાપ્ત વસ્તુના ભોગની ઇચ્છા, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર.

**શમ :** ષટ્ સંપત્તિમાંની પ્રથમ; મનોનિગ્રહ; મનને બહિર્મુખ થતું અટકાવવું તે, મનની શાંતિ.

**શરીર :** પૂર્વજન્મોનાં પુણ્યપાપરૂપી કર્મોથી બંધાયેલું સુખદુઃખના ભોગનું સ્થાન; સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એવા એના ત્રણ પ્રકાર છે.

**શાસ્ત્ર :** શ્રુતિ, સ્મૃતિ, સૂત્રાદિ શાસ્ત્ર કહેવાય છે.

**શાંતાવૃત્તિ :** હર્ષ, વૈરાગ્ય, ક્ષમા, ઉદારતાદિ સત્ત્વગુણની વૃત્તિ શાંતવૃત્તિ છે.

**શાંતાત્મા :** શુદ્ધ બ્રહ્મ.

**શુદ્ધાદ્વૈત :** વલ્લભાચાર્યનો પુષ્ટિમાર્ગ. એમાં માયાના અધ્યાસથી સૃષ્ટિ થાય છે એમ માનવામાં આવતું નથી, પણ માયારહિત શુદ્ધ બ્રહ્મના આવિર્ભાવ-તિરોભાવથી સૃષ્ટિ થાય છે, એમ

માને છે, શુદ્ધ ચૈતન્ય વિરુદ્ધ ધર્મનો આશ્રય છે, એમ પણ માને છે.

**શુભેચ્છા** : આ વિશ્વમાં ગ્રહણ કરવા યોગ્ય અને તજવા યોગ્ય ને ગુરુ અને શાસ્ત્રથી જાણવાની તીવ્ર ઇચ્છા. જ્ઞાનની સાત ભૂમિકામાંની પ્રથમ ભૂમિકા.

**શૂન્યવાદી** : સર્વનું કારણ અભાવ છે, જગત શૂન્યમાંથી ઉત્પન્ન થયું છે અને શૂન્યરૂપ છે એમ માનનારા બુદ્ધધર્મી માધ્યમિક 'सर्वं शून्यं शून्यम्–સર્વશૂન્ય છે' એ એમનો સિદ્ધાંત છે.

**શેષ** : અંગીભૂત અથવા બાકી રહે તે.

**શેષશેષીભાવ** : શેષપણું; ગૌણપણું.

**શોકનાશ** : મારા બ્રહ્મસ્વરૂપમાં શોક દુઃખાદિ નથી એમ જાણવું તે.

**શ્યાલસારમેયન્યાય** : પ્રયોજન જાણ્યા વિના સમાન સંજ્ઞા અથવા નામથી ભ્રમ થાય તે; પોતાની શાળા અને કૂતરાનું એક જ નામ હોય તો એકને વિષે બોલતાં બીજાને માટે બોલાય છે એમ સમજવામાં આવે તે.

**શ્રદ્ધા** : ષટ્સંપત્તિમાંની એક; ગુરુ અને શાસ્ત્ર ઉપર વિશ્વાસ.

**શ્રવણ** : જ્ઞાનનાં અંતરંગ સાત સાધનમાંનું એક; વેદાંતવચનો વડે જીવબ્રહ્મની એકતાનું વિવેચન સાંભળવું તે; શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુના મુખથી મહાવાક્યોનો યથાયોગ્ય અર્થ સમજવો તે.

**શ્રવણભક્તિ** : પોતાના ઇષ્ટદેવના ગુણાનુવાદ પ્રેમ અને શ્રદ્ધા સહિત સાંભળવા તે.

**શ્રવણલિંગ** : ( ૬ ) ઉપક્રમોપસંહાર, અભ્યાસ, અપૂર્વતા, ફલ, અર્થવાદ અને ઉપપત્તિ.

**શ્રુતિ** : ઉપનિષદ; વેદાન્ત; વેદવચન.

**શ્રોત્રિય** : વેદ અને ઉપનિષદોનો અર્થપૂર્વક સારો અભ્યાસ જેણે કર્યો હોય તે.

**ષડૂર્મિ** : જરા, મરણ, ભૂખ, તરસ, શોક અને મોહ એ છ ઊર્મિ છે. તેમાં જરા, મરણ એ સ્થૂલ શરીરની ઊર્મિ છે. ભૂખ, તરસ એ પ્રાણની ઊર્મિ છે અને શોક અને મોહ એ મનની ઊર્મિ છે.

**ષડ્દોષ** : ( ન્યાય ) ઈશ્વર સર્વત્ર વ્યાપક અને નિત્ય છે, તેથી ભિન્ન રીતે માનતાં જે નડતર આવે તે દોષ કહેવાય છે. આ દોષ છ પ્રકાર-

ના છે : આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચક્રિકા, અનવસ્થા, વિનિગમનાવિરહ અને પ્રાગ્લોપ.

**ષટ્શાસ્ત્ર** : દર્શન—ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા અથવા વેદાંત એ ષટ્શાસ્ત્ર અથવા ષડ્દર્શન છે.

**ષટ્સંપત્તિ** : સાધનચતુષ્ટયમાંનું ત્રીજું સાધન; શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન, એ ૭ સંપત્તિ કહેવાય છે.

**ષડ્ભગ( ઈશ્વરના )** : ૧ સમગ્ર ઐશ્વર્ય, ૨ સમગ્ર ધર્મ, ૩ સમગ્ર યશ, ૪ સમગ્ર શ્રી, ૫ સમગ્ર જ્ઞાન અને ૬ સમગ્ર વૈરાગ્ય.

**ષડ્ભાવ** : પદાર્થોની છ અવસ્થા : હોવું, ઉત્પન્ન થવું, વધવું, પરિણામ પામવું, ઘટવું અને નાશ પામવું. એ છ ભાવવિકાર છે.

**ષડ્લિંગ** : વેદાર્થ નિર્ણય કરવાની છ યુક્તિ : ઉપક્રમ, ઉપસંહાર, અભ્યાસ, અપૂર્વતા, ફલ અર્થવાદ અને ઉપપત્તિ.

**સકામકર્મ** : ફલેચ્છા સહિત કર્મ.

**સખ્યભક્તિ** : પોતાના ઇષ્ટદેવની સાથે પવિત્ર મિત્રની પેઠે વિવેકપૂર્વક વર્તવું તે.

**સગુણ ઉપાસના :** કારણબ્રહ્મ ઈશ્વર અને કાર્યબ્રહ્મ- (હિરણ્યગર્ભ આદિ)ની ઉપાસના.

**સત્ :** જેનો ત્રણે કાળમાં બાધ કે નિષેધ થઈ શકે નહિ એવું અદ્વિતીય બ્રહ્મ.

**સત્તા :** હોવું તે; વિદ્યમાનતા. એ સત્તાના ત્રણ પ્રકાર છે : પારમાર્થિક, વ્યાવહારિક અને પ્રાતિભાસિક સત્તા.

**સત્ય :** ત્રણે કાળમાં બાધ ન પામે અને એકરૂપે રહે તેવું નિત્ય તત્ત્વ. કોઈનું અહિત ન થાય એવું યથાર્થ ને પ્રિય બોલવું તે.

**સદ્યોમોક્ષ :** જ્ઞાનીને વર્તમાન જન્મમા જ વિદેહ કૈવલ્ય-રૂપ જે મોક્ષ થાય છે તે.

**સત્ત્વાપત્તિ :** આત્મસ્વરૂપની પ્રાપ્તિ એટલે કે હાથમાં રાખેલા આમળાંની પેઠે પોતાના આત્મસ્વરૂપનો પ્રત્યક્ષ અનુભવ થવો તે. જ્ઞાનની ચોથી ભૂમિકા.

**સમવાય સંબંધ :** (ન્યાય) બે પદાર્થ જુદા ન પડી શકે એવી રીતે તેને જોડનાર અને એકનો નાશ થાય તો બીજાનો પણ નાશ થાય એવો સંબંધ. જેમ કે તંતુ અને પટનો સંબંધ, દ્રવ્ય અને ગુણ તથા અવયવ અને અવયવીને

સમવાય સંબંધ છે. નિત્ય સંબંધને સમવાય સંબંધ કહે છે. ઉપાદાન અને ઉપાદેયભાવરૂપ સંબંધ પણ સમવાય છે.

**સમવાયીકારણ :** ( ન્યાય ) કાર્ય અભિન્ન કારણ; ઉપાદાન કારણ, સમવાય સંબંધથી રહેલું કારણ.

**સમષ્ટિ :** સમગ્ર, સમૂહ; જેમ કે, એક વૃક્ષ તે વ્યષ્ટિ અને ઘણાં વૃક્ષોનો સમૂહ જે વન તે સમષ્ટિ.

**સમષ્ટિ અજ્ઞાન :** ઈશ્વરની ઉપાધિ માયા.

**સમષ્ટિ સૂક્ષ્મ શરીર :** હિરણ્યગર્ભની ઉપાધિ.

**સમષ્ટિ સ્થૂલ શરીર :** વિરાટની ઉપાધિ; જરાયુજ આદિ ચાર પ્રકારનાં શરીર.

**સમાન :** પાંચ પ્રાણમાંનો એક, જેનું નાભિ સ્થાન છે અને ખાધેલા અન્નજળને પાચન યોગ્ય બનાવે છે.

**સમાધાન :** છ સંપત્તિમાંની એક; બ્રહ્મમાં મનની એકાગ્રતા.

**સમાધિ :** ચિત્તની એકાગ્રતા, જેમાં વિજાતીય પ્રવાહના તિરસ્કારપૂર્વક સજાતીય પ્રવાહ વહે અને માત્ર અભેદ બ્રહ્મ જ સ્ફુરે, તે નિદિધ્યાસન-

ની પરિપક્વાવસ્થા. એના બે પ્રકાર છે: સવિકલ્પ અને નિર્વિકલ્પ.

**સમાધિદોષ**: લય, વિક્ષેપ, કષાય અને રસાસ્વાદ આ ચાર સમાધિમાં વિઘ્નરૂપ છે.

**સમ્યક્ દર્શન**: યથાર્થ જ્ઞાન.

**સર્વાત્મભાવ**: બ્રહ્મ અને આત્માની એકતા, અભેદ.

**સવિકલ્પ**: નામ, જાતિ, ગુણ આદિની કલ્પના સહિત; સગુણ.

**સવિકલ્પ સમાધિ**: જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ ત્રિપુટીના ભાન સહિત બ્રહ્મમાં ચિત્તની એકાગ્રતા. એના બે પ્રકાર છે: દૃશ્યાનુવિદ્ધ અને શબ્દાનુવિદ્ધ. કામ, ક્રોધાદિ વૃત્તિઓના સાક્ષીપણા વડે ભેદ પામેલી એકાગ્રતા તે દૃશ્યાનુવિદ્ધ છે અને 'अहं ब्रह्मास्मि' એવા શબ્દ સહિત એકાગ્રતા તે શબ્દાનુવિદ્ધ સમાધિ છે.

**સંગ**: ફલાભિસંધિ; પદાર્થભોગો પર આસક્તિ.

**સંચિતકર્મ**: પૂર્વજન્મોમાં કરેલાં કર્મોનાં બીજનો સમૂહ ફળ આપ્યા વિના એકઠો થયેલો હોય તે.

**સંપ્રજ્ઞાતયોગ**: જેમાં ધ્યેય વિષયનો અત્યંત

સ્પષ્ટપણે અનુભવ કરવામાં આવે એવી ચિત્તની અવસ્થા.

**સંબંધ :** સંયોગ, સમવાય અને તાદાત્મ્ય એ ત્રણ પ્રકારનો સંબંધ છે; કાર્યકારણભાવ, વિષય-વિષયીભાવ અને આધારઆધેયભાવ એવા પણ ત્રણ પ્રકાર છે. બે શબ્દોનો સામાનાધિકરણ્ય, બે પદાર્થોનો વિશેષણ-વિશેષ્યભાવ અને પ્રત્યગાત્મા તથા તેના લક્ષણનો લક્ષ્ય-લક્ષણભાવ એવા પણ ભેદ છે. તથા પ્રતિપાદક-પ્રતિપાદ્ય, જન્ય-જનક, નિવર્ત્ય-નિવર્તક, પ્રાપ્ય-પ્રાપક વગેરે અનુબન્ધ ચતુષ્ટયમાંનો એક અનુબંધ.

**સંન્યાસ :** સંસારનો ત્યાગ; એના બે પ્રકાર છે : ૧ વિવિદિષા, ૨ વિદ્વત્ સંન્યાસ. સંન્યાસી ચાર પ્રકારના છે : ૧ કુટીચક, ૨ બહૂદક, ૩ હંસ અને ૪ પરમહંસ. કામ્યકર્મોનો ત્યાગ.

**સંયમ :** ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણનું નામ સંયમ છે. ધ્યાતા અને ધ્યાન જ્યારે ધ્યેયાકાર બને ત્યારે તેને સંયમ કહે છે.

**સંવાદી ભ્રમ :** જે મિથ્યા જ્ઞાનથી પ્રવૃત્ત થતાં ઇષ્ટ ફળની પ્રાપ્તિ થાય તે.

**સંશય :** સંદેહ; તે પ્રમાણગત અને પ્રમેયગત એમ બે પ્રકારનો છે. શ્રુતિ કર્મનો બોધ કરે છે કે બ્રહ્મનું પ્રતિપાદન કરે છે, એવી ચિત્તવૃત્તિ તે પ્રમાણગત સંશય છે. જગતનું કારણ બ્રહ્મ છે કે માયા છે, એવી જે ચિત્તવૃત્તિ તે પ્રમેયગત સંશય છે. ન્યાયશાસ્ત્રમાં કહેલા સોળ પદાર્થો-માંનો ત્રીજો પદાર્થ.

**સંસ્કાર :** પૂર્વકર્મના અંકુર; વાસના.

**સંહિતા :** ધર્મનો બોધ થવાને અર્થે રચેલો ગ્રંથ તે (જેમ મનુસ્મૃતિ મહાભારત ઇત્યાદિ) અથવા જેમાં સારી રીતે હિતનું પ્રતિપાદન કરેલું હોય તે વર્ણોનું અતિશય સાન્નિધ્ય.

**સાક્ષાત્કાર :** અપરોક્ષાનુભવ.

**સાક્ષી :** અંતઃકરણમાં રહેલું ચેતન. પ્રકાશક. દ્રષ્ટા; આત્મા.

**સાધનચતુષ્ટય :** જ્ઞાનનાં ચાર સાધન : વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ અને મુમુક્ષુતા.

**સામયિકાભાવ :** અમુક સમય માટે જે અભાવ હોય તે. જેમ કોઈ માણસ બહાર ગયો

હોય ત્યારે ઘરમાં તેનો અભાવ હોય છે તે સામયિકાભાવ.

**સામાન્ય ચૈતન્ય** : સત્, ચિત્, આનંદરૂપે સર્વત્ર વ્યાપી રહેલું ચેતન તે.

**સામાનાધિકરણ્ય** : એક જ અર્થના બે શબ્દોનો પરસ્પર સંબંધ, બે વસ્તુનો સદા અભેદ; જેમ કે, કૂટસ્થ અને બ્રહ્મનું તથા ઘટાકાશ અને મહાકાશનું સામાનાધિકરણ્ય કહેવાય છે. ભિન્ન ભિન્ન અર્થના વાચક શબ્દોનું એક અર્થમાં રહેવું. 'तत्त्वमसि' એ વાક્યમાં તત્ અને ત્વમ્નું સામાનાધિકરણ્ય છે.

**સામીપ્ય** : મોક્ષના ચાર પ્રકારમાંનો એક પ્રકાર; ઈશ્વરના સેવકરૂપે તેની સમીપમાં રહેવું તે.

**સાયુજ્ય** : એક પ્રકારનો મોક્ષ; ઈશ્વરના સમાન વિભૂતિ પ્રાપ્ત થવી તે.

**સારૂપ્ય** : એક પ્રકારનો મોક્ષ, ઈશ્વરના અનુજરૂપે તેના સમાન રૂપની પ્રાપ્તિ થવી તે.

**સાલોક્ય** : એક પ્રકારની મુક્તિ; ઈશ્વરના લોકમાં પ્રજારૂપે રહેવું તે.

**સાર્ષ્ટિ** : એક પ્રકારનો મોક્ષ; ઈશ્વરના યુવરાજરૂપે રહેવું તે.

**સાંખ્ય** : તત્ત્વવિચાર જ્ઞાન.

**સિદ્ધિ** : યોગથી પ્રાપ્ત થતું અલૌકિક સામર્થ્ય; અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિત્વ અને ઈશિત્વ, એ આઠ પ્રકારની સિદ્ધિ છે.

**સૂક્ષ્મ શરીર** : ત્રણ શરીરમાંનું એક, જે ભોગનું સાધન છે તે, પંચ પ્રાણ, પંચ જ્ઞાનેંદ્રિય, પંચ કર્મેંદ્રિય, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર મળીને સૂક્ષ્મ અથવા લિંગશરીર કહેવાય છે.

**સૂત્રાત્મા** : સમષ્ટિ લિંગશરીરનો અભિમાની; હિરણ્યગર્ભ; બ્રહ્મા.

**સુષુપ્તિ** : અંતઃકરણની ત્રીજી અવસ્થા; ગાઢ નિદ્રા. અંતઃકરણ પોતાના કારણ અજ્ઞાનરૂપ થાય તે અવસ્થા.

**સૃષ્ટિ–દૃષ્ટિવાદ** : મિથ્યા અને બાધકર્તા, માનસિક સૃષ્ટિ અથવા જીવકૃત જગત માનવું તે.

**સ્થિતપ્રજ્ઞ** : જીવન્મુક્ત; નિશ્ચલ જ્ઞાનબુદ્ધિવાળો પુરુષ.

**સ્થૂલ શરીર** : પંચીકૃત મહાભૂતોથી ઉત્પન્ન થયેલું શરીર જે ભોગનું સાધન છે તે.

**સ્થૂલારુંધતીન્યાય :** સ્થૂલ બતાવી ધીરે ધીરે સૂક્ષ્મ ઉપર લઈ જવું તે; જેમ કે અરુંધતીનો તારો બહુ સૂક્ષ્મ છે. તે બતાવવા માટે પ્રથમ ચંદ્રમંડળ બતાવવામાં આવે અને કહે કે એ અરુંધતી છે, પછી કહે કે ચંદ્રથી જુદા તારા તે અરુંધતી છે, પછી કહે કે સપ્ત તારા તે અરુંધતી છે. પછી તેમાંના ત્રણ નીચેના તારા બતાવે અને પછી કહે કે તેમાંનો વચ્ચેનો તારો તે અરુંધતી છે; અને છેવટે કહે કે તે તારા પાસે ઝીણો તારો છે તે અરુંધતી છે. તે જ પ્રમાણે પંચ કોશ ઉપરથી સૂક્ષ્મ આત્મા સમજાવવામાં આવે છે તે સ્થૂલારુંધતીન્યાય કહેવાય છે.

**સિદ્ધિઓના પ્રકાર :** જન્મજા, ઔષધિજા; મંત્રજા, તપોજા અને સમાધિજા.

**સ્ફુરણ :** પ્રતીતિ, ભાન. પ્રકાશ, ચલણ વલણનું સામર્થ્ય.

**સ્મરણભક્તિ :** પોતાના ઇષ્ટદેવના નામને અને તેમના ગુણોને સાંભળવા તે.

**સ્મૃતિજ્ઞાન :** ઇંદ્રિયોના સંબંધ વિના સંસ્કારજન્ય જ્ઞાન.

**સ્વપ્નાવસ્થા :** અંતઃકરણની ત્રણ અવસ્થામાંની એક, જેમાં અંતઃકરણ મનોમય પદાર્થોનો અનુભવ કરે છે.

**સ્વપ્ન અવસ્થા :** અંતઃકરણની વૃત્તિ શરીરમાં જ કલ્પિત વિષયો રચીને તેને આકારે થાય તે અવસ્થા.

**સ્વરૂપાનુસંધાન :** બ્રહ્મનું ચિંતન; આત્મસાક્ષાત્કાર.

**સ્વરૂપ લક્ષણ :** જે લક્ષણ પોતાના લક્ષ્યમાં કાયમ રહેલું હોય તે. જેમ કે, આત્મા સચ્ચિદાનંદ-સ્વરૂપ છે.

**સ્વસ્વરૂપ :** બ્રહ્મ, આત્મા.

**સ્વાધ્યાય :** અષ્ટાંગયોગના નિયમોનો એક પ્રકાર; વેદવેદાંગનું આવર્તન.

**સ્વેદજ :** પસીનાથી ઉત્પન્ન થનારાં પ્રાણીઓ જેવાં કે જૂ, માકણ આદિ.

**હઠયોગ :** પ્રાણને રોકી પ્રાણાયામ કરી ચિત્તનો વિક્ષેપ અટકાવવો તે; એક પગે ઊભા રહેવું, હાથ ઊંચા કરી રાખવા, એ આદિ ઉપાયોથી ચિત્તને મારવું તે.

**હંસ :** જે સંન્યાસી પ્રણવનો જપ કરે તે. આ સંન્યાસમાં શિખાનો ત્યાગ હોય છે અને સૂત્ર તથા એક દંડ રાખવામાં આવે છે.

**હિરણ્યગર્ભ :** સૂક્ષ્મ સમષ્ટિનું અભિમાની ચેતન; સુત્રાત્મા, કાર્યબ્રહ્મ, બ્રહ્મા.

**હૃદયગ્રંથિ :** આત્મા અને ચિત્તના એકપણાની ભ્રાંતિ. ચિત્તની કામાદિ વૃત્તિ. ચિત્ અને જડનો દૃઢ સંયોગ, અહંકાર.

**હેતુ :** (ન્યાય) અનુમાનપ્રમાણના પાંચ અવયવ-માંનો બીજો અવયવ; કારણ.

**હેત્વાભાસ :** (ન્યાય) ખોટો હેતુ; હેતુના લક્ષણથી રહિત હોવા છતાં હેતુ જેવું ભાસે તે ન્યાયશાસ્ત્ર-માં કહેલા સોળ પદાર્થોમાંનો તેરમો પદાર્થ.

**હંસ :** બ્રહ્મ.



# અન્ય ઉપયોગી પુસ્તકો

## પુરાણગ્રંથો

| | |
|---|---|
| શાંતિપર્વ-(મહાભારત ભાગ છઠ્ઠો) | ૧૨-૫૦ |
| શ્રીહરિવંશ અથવા ઉત્તર મહાભારત | ૧૦-૦૦ |
| વાયુપુરાણ | ૧૦-૦૦ |
| વામનપુરાણ | ૫-૦૦ |
| નારદમહાપુરાણ | ૧૫-૦૦ |
| અગ્નિપુરાણ | ૧૦-૦૦ |
| શ્રીમાર્કંડેયપુરાણ | ૬-૫૦ |
| વરાહમહાપુરાણ | ૧૦-૦૦ |
| મહાભારતસાર | ૪-૫૦ |
| શ્રીમદ્ ભાગવત-૧-૨ | ૧૫-૦૦ |
| શ્રીમદ્ ભાગવતનો દશમ સ્કંધ | ૪-૦૦ |
| શ્રીમદ્ ભગવતી (દેવી) ભાગવત | ૧૦-૦૦ |
| વિષ્ણુપુરાણ | ૬-૦૦ |

## રામાયણો

| | |
|---|---|
| વાલ્મીકિ રામાયણ (બે ભાગમાં) | ૧૫-૦૦ |
| તુલસીકૃત રામાયણ (બે ભાગમાં) | ૧૫-૦૦ |
| ગિરધરકૃત રામાયણ | ૬-૦૦ |

## ઉપનિષદો

| | |
|---|---|
| સો ઉપનિષદો | ૫-૦૦ |
| ઈશ ને કેન ઉપનિષદ | ૧-૨૫ |
| કઠોપનિષદ | ૧-૫૦ |
| પ્રશ્નોપનિષદ | ૧-૦૦ |
| મુંડકોપનિષદ | ૧-૦૦ |
| ઐતરેય ઉપનિષદ | ૦-૭૫ |
| તૈત્તિરીય ઉપનિષદ | ૧-૫૦ |
| છાંદોગ્ય ઉપનિષદ | ૫-૦૦ |
| માંડૂક્ય ઉપનિષદ | ૩-૦૦ |
| બૃહદારણ્યક ઉપનિષદ (બે ગ્રંથોમાં) | ૮-૦૦ |
| શ્વેતાશ્વતર ઉપનિષદ | ૧-૫૦ |
| ઉપનિષદ-નવનીત | ૨-૫૦ |
| મહાવાક્યરત્નાવલી | ૧-૦૦ |

# ધર્મ અને નીતિ

| | | | |
|---|---|---|---|
| આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર | ૧-૨૫ | હિંદુધર્મની બાળપોથી | ૦-૭૫ |
| બાલવિલાસ | ૧-૫૦ | નવધાભક્તિ | ૦-૬૦ |
| સુભાષિતરત્નભાંડાગાર | ૧૨-૦૦ | નીતિશતક | ૦-૪૦ |
| સુભાષિત રત્નમાળા | ૦-૭૫ | વિજ્ઞાનશતક | ૦-૬૦ |
| ચારુચર્યા | ૦-૨૫ | શાંડિલ્ય ભક્તિસૂત્ર | ૦-૩૭ |
| યક્ષ અને યુધિષ્ઠિર | ૦-૬૦ | સંતોષસુરતરુ | ૦-૩૦ |
| ધર્મદર્શન | ૧-૦૦ | નવસંહિતા | ૦-૩૭ |
| વાટના દીવડા | ૧-૫૦ | વ્યવહારમાળા | ૦-૫૦ |
| હિંદુધર્મ-મોટું | ૧-૨૫ | સત્સંગમાળા | ૦-૬૦ |
| હિંદુધર્મ અને સદાચાર | ૦-૨૫ | બોધમાળા | ૦-૪૦ |
| હિંદુધર્મ | ૦-૨૫ | જેસલ-તોરલ તથા | |
| હિંદુધર્મના પાયા | ૦-૨૫ | જલંધર-ગોપીચંદ | ૦-૨૫ |

## ગીતાવિષયક

| | | | |
|---|---|---|---|
| શ્રીમદ્ ભગવદ્ગીતા– શાંકરભાષ્ય | (છપાશે) | શ્રીમદ્ ભગવદ્ગીતા (ગુટકો) (ગી૦ સં૦ લિપિ) | ૦-૫૦ |
| પુરુષાર્થબોધિની ગીતા (ભાગ ૩ જો) | ૪-૦૦ | અષ્ટાવક્રગીતા | ૦-૬૦ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા | ૧-૫૦ | શ્રી રામગીતા | ૧-૭૫ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા (ગુટકો ગુ. લિપિ) | ૦-૫૦ | અવધૂતગીતા | ૧-૨૫ |
| | | પાંડવગીતા | ૦-૪૦ |

## ધર્મકથા–પ્રાર્થના

| | |
|---|---|
| મતરાજ | ૧૫-૦૦ |
| વૈદિક-વિનય (ત્રણ ખંડોમાં) | ૭ ૫૦ |
| પુરુષોત્તમમાસમાહાત્મ્ય | ૩-૦૦ |
| ચંડીપાઠ | ૨-૦૦ |
| શ્રી વિષ્ણુસહસ્રનામ | ૦-૫૦ |
| શ્રીશિવમહિમ્નઃસ્તોત્ર | ૧-૦૦ |
| હરિપાઠ | ૦-૨૦ |
| વિષ્ણુસહસ્રનામ સ્તોત્રમ્ | ૦-૧૫ |
| ભીષ્મસ્તવરાજ | ૦-૧૫ |
| નિત્યપાઠ | ૧-૨૫ |
| કંઠાભૂષણમ્ | ૦-૩૦ |
| હનુમાનચાલીસા | ૦-૧૫ |

## સાંપ્રદાયિક પુસ્તકો

| | |
|---|---|
| ષોડશ ગ્રંથો | ૧-૫૦ |
| ધમ્મપદ-ધર્મનાં પદો | ૧-૨૫ |
| સમાધિશતક | ૦-૪૦ |
| જપજી | ૧-૦૦ |

## લોકસાહિત્ય

| | |
|---|---|
| કહેવતસંગ્રહ | ૪-૫૦ |
| વાગે રૂડી વાંસળી રે… | ૨-૦૦ |
| કાઠિયાવાડની દંતકથાઓ | (છપાશે) |
| બત્રીસ પૂતળીની વાતો | ૩-૦૦ |
| મડાપચ્ચીસીની વાતો | ૧-૫૦ |
| પાંચ લોકકથાઓ | ૧-૫૦ |
| સુંદર કામદારની વાર્તા | ૦-૭૫ |
| સોરઠી દુહાસંગ્રહ | ૦-૭૫ |
| કાઠિયાવાડી દુહા | (છપાશે) |
| બરાસકસ્તૂરીની વાર્તા | ૦-૫૦ |
| નંદબત્રીસી | ૦-૩૫ |
| ધીરામારુની વાર્તા | ૦-૩૭ |
| મદન-મોહના | ૦-૨૫ |
| સહેલી-વાકયો | ૦-૪૦ |

## દષ્ટાંતકથાઓ

| | |
|---|---|
| શ્રી સુબોધકથાસાગર | ૩-૦૦ |
| શ્રી સુબોધરત્નાકર | ૨-૦૦ |
| દષ્ટાંતશતક | ૧-૫૦ |
| બોધક વાર્તાઓ | ૧-૫૦ |
| સંતની વાતો | ૨-૦૦ |
| સદ્‌બોધસરિતા | ૧-૫૦ |

# આરોગ્ય અને વૈદક

| પુસ્તક | કિંમત |
|---|---|
| ચરક-સંહિતા ( પાંચ ભાગમાં ) | |
| ભાગ ૧ લો | ૧૫-૦૦ |
| ભાગ ૨ જો | ૧૫-૦૦ |
| ભાગ ૩ જો | ૧૦-૦૦ |
| ભાગ ૪ થો | ૧૦-૦૦ |
| ભાગ ૫ મો | ૮-૦૦ |
| ભાવપ્રકાશ ભાગ ૧ લો | ૧૨-૦૦ |
| ભાવપ્રકાશ ભાગ ૨ જો | ૧૫-૦૦ |
| સુશ્રુત-આયુર્વેદ ( બે ગ્રંથમાં ) | ૧૬-૦૦ |
| અષ્ટાંગહૃદય-વાગ્ભટ | ૧૫-૦૦ |
| માધવનિદાન | ૧૨-૦૦ |
| કાશ્યપસંહિતા | ૧૫-૦૦ |
| હારીતસંહિતા | ૬-૦૦ |
| રસતંત્રસાર અને સિદ્ધપ્રયોગ-સંગ્રહ-પ્રથમ ખંડ | ૧૦-૦૦ |
| પથ્યાપથ્ય ( આરોગ્યની કુંચી ) | ૩-૦૦ |
| ચિકિત્સાંજન | ૧-૦૦ |
| ઘરઘરનો વૈદ્ય | ૨-૦૦ |
| આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન | ૧-૦૦ |
| યોગરત્નાકર-પૂર્વાર્ધ | ૮-૦૦ |

| પુસ્તક | કિંમત |
|---|---|
| આપણો આહાર | ૨-૦૦ |
| વૈદ્યજીવન | ૧-૨૫ |
| વૈદકના અકસીર ઉપાયો | ૦-૪૦ |
| વ્યાયામ અને સૂર્યનમસ્કાર | ૦-૭૫ |
| છાલોપાલો-મરીમસાલો | ૫-૦૦ |
| મલમપટ્ટા | ૧-૦૦ |
| રસાયન( આયુર્વેદ નિબંધ-માળા : ભાગ ૪ થો ) | ૧-૫૦ |
| આયુર્વેદનો ઇતિહાસ | ૫-૦૦ |
| રોજિંદો આયુર્વેદ | ૧-૨૫ |
| આરોગ્યની બારમાસી | ૨-૦૦ |
| બોપદેવશતક | ૧-૨૫ |
| ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો | ૦-૭૫ |
| માંદાનો આહારવિહાર | ૦-૩૦ |
| માંદગીનાં કારણો | ૦-૫૦ |
| ખોરાકના ગુણદોષ | ૦-૭૫ |
| જીવનચર્યા | ૦-૫૦ |
| દરડે (અને તેનો ઉપયોગ) | ૦-૫૦ |
| વૃક્ષાયુર્વેદ | ૦-૭૫ |
| દાંતનું જતન | ૦-૫૦ |
| ચૂર્ણ-ઔષધિ | ૦-૩૫ |
| ક્વાથ-ઔષધિ | ૦-૪૦ |
| પાક-ઔષધિ | ૦-૪૦ |

વર્ધક કાર્યાલય—અમદાવાદ

સ. સા.